પ્રકાશન નં. ૫૪૬

# પેશાબ વિશે લાપરવાહી : એક મોટો ગુનાહ

લેખક :
મુફતી મુહમ્મદ ફારૂક

અનુવાદક
ડો. યૂસુફ ટંકારવી (સા.)



પ્રકાશન વિભાગ :
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર;
મુ. પો. કંથારીઆ-૩૯૨૦૧૫,
તા. જિ. ભરૂચ (ગુજ.-ઈન્ડિયા).

قال الله ﷻ: يُؤْتِى الْحِكْمَةَ مَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّؤْتَ الْحِكْمَةَ فَقَدْ اُوْتِىَ خَيْرًا كَثِيْرًا ۗ وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الْاَلْبَابِ

**(અર્થ** : અલ્લાહ જલ્લ શાનુહૂ કુર્આને કરીમમાં ઈરશાદ ફરમાવે છે : "અલ્લાહ તઆલા જેને ચાહે છે તેને (દીનમાં) સદ્‌બુદ્ધિ આપે છે અને જેને સદ્‌બુદ્ધિ મળી તો બેશક, તેને ઘણી જ ખૂબીઓ મળી અને તે જ લોકો બોધ ગ્રહણ કરે છે કે જેઓ બુદ્ધિશાળી છે.) (અલ બકરહ : ૨૬૯)

قال رسول الله ﷺ: من يرد الله به خيرا يفقهه في الدين

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

**''અલ્લાહ તઆલા શાનુહૂ જેની સાથે ભલાઈનો ઈરાદો કરે છે તેને દીનની સાચી સમજ આપે છે.''**

(ફત્હુલ બારી : ૧/૨૧૬, હદીસ : ૭૧)



عَنْ عَائِشَةَ ﷺ قَالَتْ: دَخَلَتْ عَلَيَّ امْرَأَةٌ مِنَ الْيَهُودِ فَقَالَتْ: إِنَّ عَذَابَ الْقَبْرِ مِنَ الْبَوْلِ فَقُلْتُ: كَذَبْتِ فَقَالَتْ: بَلٰى إِنَّا لَنَقْرِضُ مِنْهُ الْجِلْدَ وَالثَّوْبَ فَخَرَجَ رَسُولُ اللّٰهِ ﷺ إِلَى الصَّلَاةِ وَقَدْ ارْتَفَعَتْ أَصْوَاتُنَا فَقَالَ: مَا هٰذَا فَأَخْبَرْتُهُ بِمَا قَالَتْ فَقَالَ: صَدَقَتْ فَمَا صَلّٰى بَعْدَ يَوْمِئِذٍ صَلَاةً إِلَّا قَالَ فِي دُبُرِ الصَّلَاةِ: يَا رَبَّ جِبْرِيْلَ وَمِيكَائِيْلَ وَإِسْرَافِيْلَ أَعِذْنِيْ مِنْ حَرِّ النَّارِ وَعَذَابِ الْقَبْرِ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે, ફરમાવ્યું કે, મારી પાસે એક યહૂદી ઓરત આવી અને કહેવા લાગી કે, બેશક, કબ્રનો અઝાબ પેશાબના કારણે થાય છે. તો મેં કહયું : ખોટી વાત છે. તો તે ઓરત કહેવા લાગી : સાચી વાત છે. (જે જગાએ) પેશાબ લાગી જતો તે ચામડી અને કપડું અમે કાપી નાખીએ છીએ. એવામાં રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ નમાઝ માટે નીકળ્યા, એ હાલતમાં કે અમારો શોર હતો, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પૂછયું : શી વાત છે ? તો મેં બધી વાત કરી, તો આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : તેણીએ સાચું કહ્યું. ત્યાર બાદ જયારે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ નમાઝ પઢાવી તો નમાઝ પછી આ દુઆ કરી : ''હે જિબ્રઈલ, મીકાઈલ અને ઈસરાફીલના રબ ! મને જહન્નમની આગ અને કબ્રના અઝાબથી બચાવજે.'' (સુનને નસાઈ, હદીસ ક્રમાંક.: ૧૩૨૮)

પ્રકાશન નં.: ૫૪૬

# પેશાબ વિશે લાપરવાહી : એક મોટો ગુનાહ



✦ લેખક ✦

મુફતી મુહમ્મદ ફારૂક

સિનિયર ઉસ્તાદે ફિકહ : જામિઅતુલ ઈલ્મિ વલ હુદા

અનુવાદક :

ડૉ. યૂસુફ ટંકારવી (સા.)



★ પ્રકાશન વિભાગ ★



દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,

મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫

તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)

કિતાબનું નામ : પેશાબ વિશે લાપરવાહી...
લેખક : મુફ્તી મુહમ્મદ ફારૂક
અનુવાદક : ડૉ. યૂસુફ ટંકારવી (સા.)
પ્રકાશન નં. : ૫૪૬
આવૃત્તિ : પહેલી
પ્રત : ૧૧૦૦
પ્રકાશન વર્ષ: ૧૪૩૨ / ૨૦૧૧



**પ્રકાશન વિભાગ :**
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર,
મુ. પો. કંથારીઆ–૩૯૨ ૦૧૫
તા. જિ. ભરૂચ. (GUJ.-INDIA)



PUBLICATION DEPARTMENT :
DARUL ULOOM BHARUCH,
AT. & PO. KANTHARIA-392 015
TA. & DIST. BHARUCH. (GUJ.-INDIA)

## ❖ અનુક્રમણિકા ❖


| ક્રમ | વિષય | પેજ |
|---|---|---|
| ૧ | હઝ. ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.)નું કથન..... | ૦૫ |
| ૨ | પ્રસ્તાવના.................................... | ૧૫ |
| ૩ | નાપાકી ઈસ્લામની રોશનીમાં...................... | ૨૧ |
| ૪ | પેશાબ.......................................... | ૨૨ |
| ૫ | હદીસમાં ચેતવણી................................ | ૨૨ |
| ૬ | અલ ઈસ્તિબ્રાઅ્................................ | ૨૭ |
| ૭ | મુફતીઓ દ્વારા જારી કરેલ ફતાવા.................. | ૩૩ |
| ૮ | અલ ઈસ્તિબ્રાઅ્ માટેનાં કારણો.................. | ૩૮ |
| ૯ | અલ ઈસ્તિબ્રાઅ્ માટેની રીત..................... | ૪૦ |
| ૧૦ | સ્ત્રીઓનો તરીકો................................ | ૪૩ |
| ૧૧ | એક વહેમ અથવા શંકાનું નિવારણ.................. | ૪૩ |
| ૧૨ | અલ ઈસ્તિબ્રાઅ્ની ગંભીરતા ન સમજવામાં આવે તો. | ૪૪ |
| ૧૩ | અલ ઈસ્તિબ્રાઅ્ અને નમાઝ........................ | ૪૭ |
| ૧૪ | અલ ઈસ્તિબ્રાઅ્ નમાઝ અને કબર વચ્ચે સંબંધ....... | ૫૧ |
| ૧૫ | શંકા અથવા વહેમ................................ | ૫૨ |
| ૧૬ | ઊભા ઊભા પેશાબ કરવો............................ | ૫૭ |
| ૧૭ | ચેતવણીના બે શબ્દો.............................. | ૬૧ |

| ક્રમ | વિષય | પેજ |
|---|---|---|
| ૧૮ | બેસીને પેશાબ કરવો........................... | ૬૧ |
| ૧૯ | દરેક મસ્જિદ તથા મદ્રસામાં ટૉઈલેટ પેપર મૂકવા.... | ૬૩ |
| ૨૦ | જાજરૂના ટબમાંના પાણીની નાપાકી.................. | ૬૬ |
| ૨૧ | બાળકો અને વ્યક્તિગત સફાઇ........................ | ૬૭ |
| ૨૨ | શરીઅતના મહત્ત્વના મસાઈલ........................ | ૬૮ |
| ૨૩ | નોંધપાત્ર મુદ્દો........................................ | ૭૧ |
| ૨૪ | બાથરૂમના આદાબ...................................... | ૭૮ |
| ૨૫ | અપંગ–મા'ઝૂર માટેના મસાઈલ...................... | ૮૨ |
| ૨૬ | વધુ ખુલાસો.......................................... | ૮૫ |
| ૨૭ | ચેતવણીના બે બોલ.................................. | ૮૫ |
| ૨૮ | ખાસ ખાસ મુદ્દાઓ.................................... | ૮૬ |
| ૨૯ | અને છેલ્લે............................................. | ૮૮ |




بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# હઝરત ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.)નું કથન

قال الأمام أحمد رحمه الله: سمعت أن قلّ رجل يأخذ كتاباً ينظر فيه إلّا استفادَ منه شيئًا

"મેં સાંભળ્યું છે કે, ખૂબ ઓછા લોકો કિતાબ (પુસ્તક) લે છે, વાંચે છે..... અને તેનાથી કંઈ લાભ ન ઉઠાવે." (સફહાતુમ્ મિન સબ્રિલ ઉલમાઅ્)

بسم الله الرحمن الرحيم

# અભિપ્રાય

પાકી અને સ્વચ્છતા ઈસ્લામનો એક મહત્ત્વનો ભાગ છે. અલબત્ત, ઈબાદતોનો મુખ્ય આધાર પાકી ઉપર છે. આ જ કારણથી ફતાવા તથા હદીસની મોટા ભાગની કિતાબોની શરૂઆતમાં પાકીનું જ વર્ણન હોય છે. મોટા ભાગના મુસલમાનો પોતાની જાત માટે પાકી ધારણ કરવા વિશે ક્યાંક તો સંપૂર્ણ અજાણ છે અથવા તેના વિશે ગંભીર નથી.

અલ્લાહ તઆલાની કૃપાથી આપણા વિદ્વાન અને **મુફતી મુહમ્મદ ફારૂક સા. (સિનિયર ઉસ્તાદે હદીસ : જામિઅતુલ ઈલ્મિ વલ હુદા (બ્લેકબર્ન)**એ આ ખૂબ મહત્ત્વંત અને ઉપયોગી વિષયને લગતી કિતાબ પ્રસિદ્ધ કરી. કિતાબમાં પેશાબ કરી રહ્યા પછી પાકી હાસિલ કરવાની રીત તથા મસાઈલની સંપૂર્ણ છણાવટ કરી છે તથા તે વિશેના પ્રયોગો સમજાવ્યા છે. તદુપરાંત, કિતાબમાં બ્રિટનનાં શૌચાલયો તથા શારીરિક રીતે અપંગ વ્યક્તિઓ માટે પાકી વિશે વિસ્તૃત છણાવટ કરી છે.

મુફતી મુહમ્મદ ફારૂક સા. બ્રિટનના વિખ્યાત આલિમે દીન છે અને આપે અનેક વિષયો પર કિતાબો લખી છે. અંતમાં હું અલ્લાહ તઆલાથી દુઆ કરું છું કે તે પાક ઝાત આ સદ્કાર્યને કબૂલ ફરમાવે અને ઉમ્મતના માટે માર્ગદર્શન–નજાત અને કૃપાનું નિમિત્ત બનાવે, આમીન !

(મુફતી) શબ્બીર અહમદ

**ઉસ્તાદે હદીસ : દારુલ ઉલૂમ અરબિય્યહ ઇસ્લામિય્યહ**

**બરી–ઈંગ્લેન્ડ**



بسم الله الرحمن الرحيم

# અભિપ્રાય

આ એક ખૂબ મહત્ત્વની બાબત છે કે, પેશાબ કર્યા પછી વ્યક્તિ પોતે કોઈ એક એવી પદ્ધતિ અપનાવે, જેથી પેશાબનાં ટીપાં સંપૂર્ણપણે નીકળતાં અટકી જાય, અહિંયા સુધી કે એને ખાતરી થઈ જાય કે હવે કપડાં પર કે શરીર પર પેશાબનું એક પણ ટીપું નહિ પડે. પછી જ વ્યકિત વુઝૂ કરે. શરીઅતમાં આ પદ્ધતિને ‘‘અલ્ ઈસ્તિબ્રાઅ્’’ કહેવામાં આવે છે.

જો વ્યક્તિ પેશાબનાં ટીપાંની દરકાર કરશે નહિ અને ત્યાર પછી પેશાબનું એક પણ ટીપું બહાર નીકળશે, તો વુઝૂ તૂટી જશે. માટે શરીઅતમાં ‘‘અલ્ ઈસ્તિબ્રાઅ્’’ ખૂબ મહત્ત્વની પદ્ધતિ છે.

માનનીય મુફ્તી સાહેબે આ વિષયની ખૂબ વિસ્તૃત છણાવટ સંપૂર્ણ આધાર અને હવાલાઓ સાથે કરી છે.

આ તકે અમે મુફ્તી મુહમ્મદ ફારૂક સાહેબને તેમના

આ ખૂબ મહત્ત્વના પ્રયાસ માટે અને વિષયોની જાણકારી તથા તેને લગતા હવાલાઓ એકત્ર કરવા બદલ ખૂબ મુબારકબાદી પાઠવીએ છીએ.

દરેક વ્યક્તિ આ કિતાબને વાંચે તે માટે તેને પ્રોત્સાહિત કરવી જોઈએ. મદ્રસામાં પઢતા તલબા પણ તેનાથી સંપૂર્ણ લાભ લઈ અમલની કોશિશ કરે.

અલ્લાહ તઆલા આ નમ્ર પ્રયાસને કબૂલ ફરમાવે તથા ઉમ્મત માટે ફાયદાકારક પુરવાર કરે.

**(મુફતી) ઈકરામુલ હક તથા (મુફતી) અબ્દુસ્સમદ**

અસાતિઝ–એ–હદીસ : દારુલ ઈલ્મિ વલ હુદા

બ્લેકબર્ન–યુ. કે.



بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# અભિપ્રાય

ઈસ્લામ ધર્મમાં પાકીનું બુનિયાદી મહત્ત્વ છે. એ ફક્ત ઈબાદતની ચાવી અને નમાઝ માટે જરૂરી નથી, બલકે પાકી એક પોતે જ આધારભૂત દીનનો હિસ્સો છે.

અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાકીને અડધું ઈમાન ગણાવ્યું છે :

عَنْ أَبِي مَالِكٍ الْأَشْعَرِيِّ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ :

اَلطُّهُوْرُ شَطْرُ الْإِيْمَانِ [مسلم]

**અર્થ** : પાકી અડધું ઈમાન છે.

મુઅમિન મુસલમાનની જિંદગીના દરેક પેહલૂમાં પાકી અને સફાઈનું મહત્ત્વ સમજાવવામાં આવ્યું છે.

સવારથી રાત સુધી એટલે કે દિવસ અને રાત દરમિયાન શારીરિક તથા રૂહાની પાકીનું મહત્ત્વ સમજાવવામાં આવ્યું છે. એક સાદા ઉદાહરણથી અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાકી વિશે સમજાવી તેનું મહત્ત્વ બતાવ્યું છે.

અલ્લાહના નબી હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

إِذَا اسْتَيْقَظَ أَحَدُكُمْ مِنْ نَوْمِهِ فَلَا يَغْمِسْ
يَدَهُ فِي الْإِنَاءِ حَتّٰى يَغْسِلَهَا ثَلَاثًا
فَإِنَّهُ لَا يَدْرِي أَيْنَ بَاتَتْ يَدُهُ [مسلم]

**અર્થ** : જ્યારે તમારામાંથી કોઇ વ્યક્તિ સવારમાં ઊઠે તો પાણી ભરેલા પ્યાલામાં પોતાનો હાથ ન નાખે, જ્યાં સુધી પોતાના હાથને ત્રણ વાર ધોઇ ન લે, કેમ કે તેને પોતાને ખબર નથી કે તેના હાથે રાત ક્યાં વિતાવી છે.

પહેલાના જમાનામાં વહેતું પાણી ખૂબ ઓછું હોવાથી લોકો પ્યાલામાં પાણી એકઠું કરતા. અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ આ પાણી નાપાક થઇ

જવાનો ભય ઓળખી ગયા હતા અને તેના કારણે આખા પાણીનો ઉપયોગ કરતાં પહેલાં જ મુસલમાનોને ચેતવણી આપી દીધી. ઈસ્લામમાં નાપાકીને એટલી જ હદે નાપસંદ કરી છે જેટલી સફાઈને પસંદ ફરમાવી છે. નાપાકીની અસર ફકત દુર્ગંધ અથવા ગંદા કપડાં સુધી મર્યાદિત ન કરતાં રૂહાની પાકીનું પણ ખૂબ મહત્ત્વ સમજાવ્યું છે. તદુપરાંત, ઈબાદત કબૂલ થતી નથી, જો પાકીનો ખ્યાલ ન રાખવામાં આવે. મુસલમાનને નાપાકી વિશે ફકત સભાન જ નહિ, પરંતુ તેનો એહસાસ તથા ભાન હોવું જરૂરી છે. મસ્નદુલ હિંદ શાહ વલિય્યુલ્લાહ (રહ.)નું કથન છે :

"દરેક અકલમંદ, હોશિયાર જે ભેદ સમજી શકતો હોય તે જરૂર પાકી અને નાપાકી વચ્ચેનો ભેદ સમજી શકે છે અને તેથી જ તેનો સ્વભાવ તેને પાકી તરફ આકર્ષે છે અને નાપાકી તરફ ઘૃણા થાય છે." (હુજજતુલ્લાહિલ બાલિગહ)

નાપાકીના સામાન્ય ઈસ્લામિક નિયમોના દૃષ્ટિકોણ ઉપરાંત ઈસ્લામે એ વિશે દરેક મુસ્લિમને વિશેષ સભાન કર્યો છે, જેનાથી નાપાક થવાય છે. દા.ત. પેશાબ અને મળ. જે વ્યક્તિ આ વિશે તકેદારી ન રાખશે તો તેણે આખિરતમાં મુશ્કેલીનો સામનો કરવો પડશે.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે :

عن ابن عباس ﷺ قال : قال رسول الله ﷺ : إن عامة عذاب القبر في البول فتنزهوا من البول [بيهقى]

**અર્થ** : મોટા ભાગના કબરના અઝાબ પેશાબ વિશે કાળજી ન રાખવાના કારણે થાય છે, જેથી એનાથી પાક રહો.

કમનસીબે આજકાલ મોટા ભાગના મુસલમાનોને પેશાબ વિશે ખૂબ ઓછું જ્ઞાન છે. જે પેશાબ કરવાની પદ્ધતિ હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) દ્વારા શિખવાડવામાં આવી છે, તેનું કોઈ મહત્ત્વ આપણી પાસે નથી, જેથી એ જરૂરી છે કે, દરેક મુસલમાન એ વિશે સમજે કે પાકી શું છે અને નાપાક રહેવાની સજા શું છે ?

મારા વહાલા મિત્ર મુફતી મુહમ્મદ ફારૂક (હફિઝહુલ્લાહ)એ આ સામાન્ય બેદરકારી–લાપરવાહીને જાણી, તેનો અભ્યાસ કરી ખૂબ સુંદર છણાવટ કરી છે. માશાઅલ્લાહ, એમણે ખૂબ લાભદાયક તથા આ વિશે

સમજ આપતી કિતાબ પ્રગટ કરી છે. આશા છે કે, મુસ્લિમ સમાજ તેનાથી ફાયદો ઉઠાવશે.

અલ્લાહ તઆલા તેમના આ નમ્ર પ્રયાસને કબૂલ ફરમાવે, આખિરતમાં ઝખીરહ બનાવે તથા સામાન્ય મુસલમાનો માટે માર્ગદર્શક સાબિત થાય, આમીન !

**(શૈખ) મુહમ્મદ સલીમ ધોરાત (સા.)**
ઉસ્તાદે હદીસ અને યુવકોના ઉપદેશક :
જામિઅહ રિયાઝુલ ઉલૂમ, લેસ્ટર, યુ. કે.



بسم الله الرحمن الرحيم

# પ્રસ્તાવના

અલ્લાહ તઆલાના ફઝલો-કરમથી કેટલાંક વર્ષોથી હું યુ. કે. તથા વિદેશોમાં જુદા જુદા વિષયો પર ચર્ચામાં વ્યસ્ત છું. આ બધા વિષયોમાંથી જે વિશે ખાસ કરીને મુસલમાનો લાપરવાહ છે યા સભાન નથી, તેમાંનો એક વિષય પેશાબ વિશે બેદરકારી પણ છે.

મારી જાણ પ્રમાણે, આ વિશેનું લેખન અને પ્રકાશન ખૂબ ઓછા પ્રમાણમાં થયું છે અને તેથી જ પેશાબ પછીની પાકી રાખવા માટેની ઈસ્લામમાં તાકીદથી લોકો અજાણ છે.

જો કે ઈસ્લામમાં બુનિયાદી અને ખૂબ મહત્ત્વની બાબત તરીકે પેશાબ કર્યા પછીની પાકીનું મહત્ત્વ સમજાવ્યું છે. અતિ વિશાળ જનસમુદાય આ વિશે ક્યાંક તો જ્ઞાન ધરાવતો નથી અથવા તો બેદરકાર છે.

આ લાપરવાહી એટલી હદે છે કે, મદ્રસા (મકતબ)માં

આવતા મુસ્લિમ બાળકોનાં કપડાંમાંથી પેશાબની વાસ આવે છે, જેથી ફલિત થાય છે કે, બાળકોનું પેશાબ કર્યા પછી પાકી પ્રત્યે ધ્યાન નથી. મોટેરાઓની વાત કરીએ તો જોવામાં આવ્યું છે કે, તેઓ ક્યાંક તો મસ્જિદના પેશાબખાનાની બહાર લાઈનમાં ઊભા હોય છે અથવા પોતાના મકાનમાં પણ ટૉઈલેટમાં જઈને ખૂબ અલ્પ સમયમાં જ બહાર નીકળી જતા હોય છે, જેમની પેશાબનાં ટીપાં બંધ થઈ જવાની અથવા પાછળથી પેશાબનાં ટીપાં ન નીકળવાની ચોક્સાઈમાં શંકા ઉત્પન્ન થાય છે.

આ કિતાબમાં પેશાબ વિશેની લાપરવાહી રાખવાનાં ગંભીર પરિણામોની છણાવટનો નમ્ર પ્રયાસ કર્યો છે અને શરીઅતના માર્ગદર્શન હેઠળ તેનાથી બચવાની રીત અને ઉપાય સૂચવ્યાં છે.

હું અલ્લાહ તબારક વ તઆલાથી દુઆ ગુજારું છું કે આ નેક કાર્યને કબૂલ ફરમાવે અને મુસલમાનોને એનાથી ફાયદો ઉઠાવવાની તવફીક અતા ફરમાવે, આમીન !

અંતમાં આપ તમામ ભાઈઓને ગુઝારિશ છે કે, મારા ઉસ્તાદો, મારાં મા–બાપ, જામિઅતુલ ઈલ્મિ વલ હુદા, બ્લેકબર્ન તેમજ મારાં અહલિયહ અને ફરઝંદ જેમણે આ કિતાબ તૈયાર કરવા માટે ભરપૂર મદદ કરી છે, તે સૌ દરેકના હકમાં દુઆ કરશો.

સવિશેષ હું ડૉકટર યૂસુફ સા. ખોડા (ટંકારીયા)નો ખૂબ ખૂબ આભારી છું, જેમણે આ કિતાબને ગુજરાતી ભાષામાં અનૂદિત કરવાની હિંમત અને મહેનત કરી. અલ્લાહ તઆલા એમને બેહતર અને ભરપૂર બદલો અતા ફરમાવે, આમીન !

**મુહમ્મદ ફારૂક**

જુમ્આ, ૨૩ શા'બાન–૧૪૩૦ હિ.

૧૪ ઓગસ્ટ–૨૦૦૯ ઈ.



بسم الله الرحمن الرحيم

الحمد لله رب العالمين والصلاة والسلام على أشرف
الأنبياء والمرسلين وعلى آله وصحبه والتابعين
ومن تبعهم بإحسان الى يوم الدين اما بعد

ઈસ્લામ ધર્મમાં પાકીનું ખૂબ મહત્ત્વ છે. શરીઅતમાં પાક અને તંદુરસ્ત જીવન વ્યતીત કરવાનો સંદેશ તમામ મુસલમાનોને આપવામાં આવ્યો છે. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના પવિત્ર જીવનમાં પાકીનો સહીહ રસ્તો અમલી તોર પર અને આચરણીય રીતે સૂચવ્યો છે.

કુર્આન શરીફમાં પાકી તથા પાકસાફ રહેવા–વાળાઓની રીતભાતનું વર્ણન કરવામાં આવ્યું છે. કુર્આનની આયતોમાં પાક રહેનાર લોકોને અલ્લાહે પસંદ ફરમાવ્યા છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

إِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ

**અર્થ** : "નિઃશંક, અલ્લાહ તઆલા પશ્ચાત્તાપ–તૌબા કરનારાઓને પસંદ કરે છે તેમ ગંદકીથી બચનારાઓને ચાહે છે."
(અલ બકરહ : ૨૨૨)

અલ્લાહ તઆલા ફરમાવે છે :

فِيهِ رِجَالٌ يُحِبُّونَ أَنْ يَتَطَهَّرُوا وَاللَّهُ يُحِبُّ الْمُطَّهِّرِينَ

**અર્થ** : "તેમાં (કુબામાં) એવા (નેક) પુરુષો છે કે જેઓ ખૂબ પાક રહેવાને પસંદ કરે છે અને અલ્લાહ તઆલા ખૂબ પવિત્ર રહેનારાઓને જ ચાહે છે."
(સૂ. તવબહ : ૧૦૮)

ઈસ્લામના અદ્દભુત શિક્ષણમાં આજથી ચૌદ સો વર્ષ પહેલાં પાકીને એક અનિવાર્ય રીત બતાવી છે, નહિ કે એક વિકલ્પ. સમાજમાં આ પ્રત્યે જ્યારે લોકો સંપૂર્ણ સભાન નથી ત્યારે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પાકીને અડધું ઈમાન ગણાવ્યું છે. તદ્દુપરાંત, પાક–સાફ ન રહેનારને યકીનમાં અધૂરો દર્શાવવામાં આવ્યો છે.

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે :

عَنْ أَبِيْ مَالِكٍ الْأَشْعَرِيِّ ﷺ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ ﷺ :
اَلطُّهُوْرُ شَطْرُ الْإِيْمَانِ [مسلم]

**અર્થ** : પાકી અડધું ઈમાન છે.

(સહીહ મુસ્લિમ :૧૦૬, હદીસ ક્રમાંક–૨૨૩)

બીજી ઘણી હદીસોમાં પાકીનું મહત્ત્વ સમજાવ્યું છે. હદીસે પાકમાં પાકી અને સફાઈને એક દિવ્ય હુકમ તરીકે દર્શાવ્યો છે. કોઈ બાહ્ય પ્રભાવની અસર તરીકે વર્ણવી નથી.

સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.) ફરમાવે છે :

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

قال سعيد ابن المسيب ﷺ : إن الله طيّب يحبّ
الطّيّب نظيف يحبّ النّظافة

**અર્થ** : અલ્લાહ તઆલા પાક છે અને પાકીને જ પસંદ ફરમાવે છે. નિ:શંક, તે પાક–સાફ છે અને પાકી–સાફીને પસંદ કરે છે.

(સુનનુ ત્તિરમિઝી : ૩૬૫, હદીસ ક્રમાંક–૨૮૦૮)

# નાપાકી ઇસ્લામની રોશનીમાં

મુસલમાન માટે પાકી અને સફાઈનું મહત્ત્વ બતાવેલ છે. તે તમામ વસ્તુઓની ઓળખ અને જાણકારી જરૂરી છે કે જેનાથી આપણે પાક–સાફ રહી શકીએ.

શરીઅતે ઈસ્લામમાં કેટલીક વસ્તુઓને નાપાક તથા અસ્વચ્છ બતાવેલ છે. તેમાંથી મળમૂત્ર (પેશાબ–પાખાનું) ખૂબ મહત્ત્વ ધરાવે છે.

મળમૂત્ર નાપાક હોવા વિશે શંકાનું સ્થાન જ નથી, એ કહેવું અયોગ્ય નથી કે મોટા ભાગે લોકો તથા સમાજ પણ તેમનાં નાપાક તથા અસ્વચ્છ હોવા વિશે એકમત છે, બલકે ઈસ્લામે એક કદમ આગળ વધીને તેને "નજિસ બિઅય્નિહી" જાહેર કરેલ છે.

"નજિસ બિઅય્નિહી"નો ભાવાર્થ એ છે કે, આવી નાપાકીની સંભાળ રાખવી જોઈએ. તેમ છતાં જો કોઈ વ્યક્તિને આ નાપાકી લાગી જાય તો તેને દૂર કરવું જરૂરી છે. તેને કપડાં કે શરીર પરથી દૂર કર્યા સિવાય (સાફ કર્યા સિવાય) નમાઝ વગેરે ઈબાદતો કબૂલ થતી નથી.

# પેશાબ

પેશાબને શરીઅતની પરિભાષામાં ''નજિસ બિઅયનિહી'' દર્શાવેલ છે. તમામ મુસલમાનો ભલે તે પોતાની નમાઝમાં નિયમિત ન પણ હોય, છતાં તેમને પેશાબથી બચવાની તાકીદ કરી છે. એક ગેર સમજ અને અજ્ઞાનતા એ પ્રવર્તે છે કે પાકી ફક્ત તે લોકો માટે છે, જે નમાઝ તથા બીજી ઈબાદતો નિયમિત કરે છે.

ઈસ્લામી કાયદાશાસ્ત્રમાં પેશાબને નાપાક જાહેર કરેલ છે, બલકે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઉમ્મતે મુસ્લિમહને સખત અઝાબથી ડરાવી છે, જો તેઓ પેશાબ વિશે લાપરવાહી કરશે.

પેશાબ કરવાની સામાન્ય પદ્ધતિનો અભ્યાસ કર્યા પછી તથા દિવસમાં ઘણી વાર ઈન્સાનને પેશાબ કરવાની જરૂરત હોવાથી આ વિશેનું સંપૂર્ણ જ્ઞાન હોવું જરૂરી છે. અત્યારે આ વિષયનું ખૂબ અલ્પ અથવા નહિવત્ જ્ઞાન પ્રવર્તે છે.

**હદીસમાં ચેતવણી :**

પેશાબથી બચવું ફરજિયાત છે. એનાથી ન બચવું એ ઘણો મોટો ગુનાહ છે. તેનાથી બચવા વિશેની હદીસમાં તાકીદ આવી છે.

**હદીસ : ૧**

عن أبي هريرة ﷺ قال: قال رسول الله ﷺ:
أكثر عذاب القبر من البول

**અર્થ** : હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, મોટા ભાગના કબરના અઝાબ પેશાબ વિશે કાળજી ન રાખવાથી થાય છે.

(સુનને ઇબ્ને માજહ : ૬૯, હદીસ : ૩૪૮)

**હદીસ : ૨**

عن شفی بن ماتع الأصبحی ﷺ عن رسول الله ﷺ قال:
أربعة يُؤذُون أهل النار على ما بهم من الأذى ـ يسعون ما بين الحميم والجحيم ـ ويدعون بالويل والثُّبور ـ ويقول أهل النار بعضهم لبعض: ما بال هؤلاء قد آذونا على ما بنا من الأذى ـ قال: فرجل معلق عليه تابوت من حجر ـ ورجل يجرّ أمعاءه ـ ورجل يسيل فمه قيحا ودما ـ ورجل يا كل لحمه [...]
ثم يقال للذی يجر أمعاءه: ما بال الابعد قد آذانا على ما بنا من الأذى ـ فيقول: ان الأبعد كان لا يبالی أين أصاب البول منه ولا يغسله

**અર્થ** : હઝરત શુફ્ફા બિન માતિઅ્ અલ અસ્બહી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, ચાર પ્રકારના લોકો જહન્નમીઓને તેમની પોતાની તકલીફ ઉપરાંત પણ વધુ તકલીફ પહોંચાડશે. ઊકળતા ગરમ પાણી અને આગની જ્વાળાઓમાંથી આમથી તેમ જતા હશે અને અલ્લાહ તઆલાથી તેમના (તે ચાર) વિશે પનાહ માંગતા હશે. જહન્નમીઓ એકબીજાને કહેશે કે, શું વાત છે કે આ ચાર પ્રકારના લોકો આપણી મુસીબત ઉપરાંત આપણને વધુ તકલીફ આપી રહયા છે ? આ ચાર આ છે : એક વ્યક્તિ તે હશે કે જેના માથા ઉપર સળગતા આગના અંગારાની પેટી લટકતી હશે. બીજો માણસ તે હશે, જે પોતાના આંતરડાને ઘસડતો હશે. ત્રીજી તે વ્યક્તિ હશે, જેનાં મોઢામાંથી પરુ અને લોહી નીકળતું હશે અને ચોથો માણસ તે છે કે જે પોતે જ પોતાનું માંસ ખાતો હશે.[1] ત્યાર પછી તેઓ તે વ્યક્તિ વિશે પૂછશે, જે પોતાના આંતરડા ઘસડતો હશે. તેમને કહેવામાં આવશે : આ માણસ પોતાના પેશાબ વિશે કાળજી રાખતો ન હતો કે તેનાં ટીપાં ક્યાં પડે છે

૧. ત્રીજી વ્યક્તિ માટે અઝાબનું વર્ણન આવી ગયું. પહેલી વ્યક્તિ તે છે કે જેના જિમ્મે લોકોની મિલકતની જવાબદારી હતી અને તેનું મોત આવી ગયું. બીજી વ્યક્તિ તે છે કે જે લોકોની ચુગલી સાંભળવાની મજા લેતો હતો અને બીજાઓને કહેતો હતો અને ચોથી વ્યક્તિ ગીબત કરતી હતી.

અને તે પેશાબ સાફ કરતો ન હતો.

(મુઅ્જમે કબીર : ૩૧૦, હદીસ : ૭૪૨૬)

**હદીસ : ૩**

عن معاذ ابن جبل ﷺ عن النبي ﷺ :
أنه كان يستنزه من البول و يأمر أصحابه بذلك
قال معاذ ﷺ إن عامّة عذاب القبر من البول

**અર્થ** : હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાની મુબારક જાતને પેશાબથી બચાવતા હતા અને પોતાના સાથીઓને તેની શિખામણ આપતા હતા. હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.) ફરમાવે છે કે, કબરનો અઝાબ મોટા ભાગે પેશાબ(માં લાપરવાહી રાખવાથી)ના કારણે થાય છે. (મજમઉઝ્ ઝવાઈદ : ૧/૮૫)

**હદીસ : ૪**

عن ميمونة بنت سعد ﷺ قالت :
يا رسول الله ﷺ أفتنا مم عذاب القبر؟ قال ﷺ من أثر البول

**અર્થ** : હઝરત મયમૂના બિન્તે સઅદ (રદિ.)એ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પૂછયું : "કબરનો અઝાબ કયા કારણે થાય છે ?" રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "પેશાબમાં લાપરવાહી–બેદરકારી રાખવાના કારણે."

(મજમઉઝ્ ઝવાઈદ : ૧/૮૫)

**હદીસ : ૫**

عن أنس ﷺ قال: قال رسول الله ﷺ :
تنزّهوا من البول فإنّ عامّة عذاب القبر منه

**અર્થ** : હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"પેશાબથી બચો. તે મોટા ભાગે કબરનો અઝાબ થવાનું નિમિત્ત બને છે."

(દાર કુત્ની : કિતાબુત્તહારહ, અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહ : ૧/૩૪૭)

મુસલમાને પેશાબ કરતી વખતે એ વાતનો ખ્યાલ રાખવાનો છે કે, શરીર કે કપડાં પણ તેનાં છાંટાં કે ટીપાં ન ઊડે. અગાઉ આવી ગયું તેમ શરીઅતમાં પેશાબને નજિસ બિઅયૂનિહી બતાવેલ છે, જેથી કરીને પેશાબથી

કપડાં અથવા શરીર પર એટલો ડાઘ પડે કે એક રૂપિયાના સિક્કા[1] બરાબર ડાઘ થાય તો તે માફ નથી અને તેને પાક–સાફ કર્યા વગર પઢેલી નમાઝ પણ કબૂલ થશે નહિ.[2]

قَالَ النَّبِيُّ ﷺ :

اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهُ سَهْلًا
وَاَنْتَ تَجْعَلُ الْحَزْنَ اِذَا شِئْتَ سَهْلًا

અલ્લાહના નબી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે :

''હે અલ્લાહ ! કોઈ પણ કામ આસાન–સહેલું નથી, પરંતુ જેને તું આસાન બનાવી દે અને જો તું ઈચ્છે તો પથરીલી અને ટેકરાળ જમીનને નરમ અને સમતલ બનાવી દે.'' (કિતાબુલ અઝકાર, ઈમામ નવવી, પેજ : ૧૬૯)

---

૧. ૫. ૯૪ સમચોરસ સે. મી. જેટલો વિસ્તાર.

(અહસનુલ ફતાવા : ૨/૧૦૭)

૨. ૫. ૯૪ સમચોરસ સે. મી. થી ઓછું. પેશાબથી નાપાક થયેલ (શરીર કે કપડાંમાં) નમાઝ કબૂલ થઈ જશે, છતાં પણ તેને વહેલી તકે સાફ કરવું આવશ્યક છે.

(ફતાવા રહીમિય્યહ : ૭/૧૨૬–૧૨૭)

# અલ ઇસ્તિબ્રાઅ્

અલ ઈસ્તિબ્રાઅ્ એટલે મૂત્રમાર્ગ (મૂત્રવાહિની)ને પેશાબનાં ટીપાંથી સંપૂર્ણ સાફ કરવો, એટલી હદે કે વ્યક્તિને સંપૂર્ણ આત્મસંતોષ થઈ જાય કે હવે પછી મૂત્રમાર્ગથી એક પણ પેશાબનું ટીપું નહિ ટપકે.

(અલ ફિકહુલ હનફી વ અદિલ્લતુહૂ : ૧/૩૮)

અહિંયા સુધી એ વાત સાફ થઈ ગઈ કે પેશાબ કરતી વખતે આ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે શરીર કે કપડાં પર પેશાબનાં છાંટા ન પડે અને એવી ચોકસાઈ ન રાખવી ગુનાહ છે અને વ્યક્તિને તેની લાપરવાહી માટે જવાબ આપવો પડશે. "અલ ફિકહુલ હનફી વ અદિલ્લતુહૂ" નામની કિતાબમાં લખેલ છે કે, દરેક વ્યક્તિએ અલ ઈસ્તિબ્રાઅ્ પદ્ધતિ અપનાવવી ફરજિયાત છે.

(અલ ફિકહુલ હનફી વ અદિલ્લતુહૂ : ૧/૩૮)

તે માટે સૌથી સરળ અને પાયાની સાવચેતી માટે બેસીને પેશાબ કરવામાં આવે. આ પદ્ધતિથી પેશાબનાં છાંટા શરીર કે કપડાં પર પડવાથી બચાવી શકાય છે. તેમ છતાં અમુક વ્યક્તિ અને જે બેસીને પેશાબ કરવા ટેવાયેલી હોવા છતાં પેશાબ કરી રહયા પછી પૂરતો સમય રાહ ન જોવાથી પેશાબનાં ટીપાં નીકળવાનો ભય રહે છે. એ

ખ્યાલ રાખવામાં આવે કે પેશાબ સંપૂર્ણ થઈ જાય અને પેઢામાં રાહત થઈ ગયા પછી પણ ટીપાં ટપકવાની પ્રક્રિયા અમુક સમય સુધી ચાલુ રહે છે, જેથી કરીને આ ટીપાંથી પોતાની જાતને બચાવવી ફરજિયાત છે.

ફતાવા મહમૂદિય્યહમાં વર્ણવેલ છે :

"આ વિશેના નિષ્ણાતો–અનુભવથી અભિપ્રાય આપે છે કે, મોટા ભાગની વ્યક્તિઓને પેશાબ કર્યા પછીનાં ટીપાંની તકલીફ હોય છે અને ભાગ્યે જ આ તકલીફથી મુક્ત હશે." (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૯૦)

પાકિસ્તાનના મહાન મુફતી હઝ. મુફતી મુહમ્મદ શફીઅ સા. (રહ.) પોતાની કિતાબ "જવાહિરુલ ફિકહ"માં લખે છે કે :

"આ યુગમાં ટીપાં ટપકવાં લગભગ યકીની (ચોક્કસ) થઈ ગયું છે." (જવાહિરુલ ફિકહ : ૧૩૪)

આ જ કારણથી પેશાબ કર્યા પછી પાણીથી ઈસ્તિન્જા કરવા પહેલાં થોડી રાહ જોવી જોઈએ. જ્યાં સુધી વ્યક્તિને પોતાને આત્મસંતોષ ન થાય અથવા સંપૂર્ણ વિશ્વાસ થઈ જાય કે હવે પછી પેશાબનું ટીપું બહાર નહિ નીકળે.

શરીઅત અને ઈસ્લામના ફતાવાની પરિભાષામાં પેશાબના રસ્તા (Urethro) મૂત્રવાહિનીમાંથી રહી ગયેલ અથવા અટકેલ ટીપાંને બહાર કાઢવાની પદ્ધતિને

અલ ઈસ્તિબરાઅ્ કહેવામાં આવે છે, જે પાણીથી ધોયા પહેલાં થાય છે. આ પદ્ધતિને શરીઅતના ચારેય મસ્લકોમાં અપનાવવામાં આવી છે.

(ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૯)

હવે આપણે એ જોઈએ કે શરીઅતના આ નિયમને ધ્યાનમાં રાખીને કેટલા સાવચેત રહીએ છીએ. મોટા ભાગે લોકો પેશાબ અથવા જાજરૂથી ફરાગત હાસિલ કર્યા પછી ખૂબ અલ્પ સમયમાં ટૉઈલેટથી બહાર આવી જતા હોવાથી ટીપાંનું ભાન રહેતું નથી.

આ સંજોગોમાં પેશાબનાં ટીપાં કેટલા સમય સુધી ટપકતા રહેવાથી કપડાં અથવા શરીરને નાપાક બનાવે છે.

આ કહેતાં દુઃખ થાય છે કે પેશાબ કરવા માટે બેસવાની તકલીફ કરવા ઉપરાંત જે કેટલીક વાર અગવડભર્યું પણ છે, છતાં શરીર કે કપડાં નાપાક થાય છે. તે ફક્ત એટલા માટે કે તે રહી ગયેલા (અટકી રહેલા) પેશાબનાં ટીપાં વિશે સાવચેત નથી. આ જ લાપરવાહી વિશે આખિરતમાં જવાબ આપવો પડશે.

عن أبي أمامة رضي الله عنه عن النبي ﷺ قال:

إتقوا البول فإنه أوّل ما يحاسب به البعد في القبر

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "પોતાની જાતને પેશાબથી (ભીનું થવાથી) બચાવો, કેમકે બંદા (ગુલામ)ને કબરમાં સૌથી પહેલાં એની પૂછતાછ થશે." (મુઅ્‌જમે કબીરઃ ૧૩૩/૭૬૦૭)

હદીસે પાકથી પુરવાર થાય છે કે, પેશાબ કરવામાં બેદરકાર (લાપરવાહ) રહેનારને કબરમાં જવાબ આપવો પડશે તથા દુનિયામાં કપડાં તથા શરીરની નાપાકીના કારણે નમાઝ કબૂલ થશે નહિ. આ તમામ પરિસ્થિતિ એટલા માટે આવી છેં કે, તે પોતે પેશાબનાં ટીપાં વિશે સંપૂર્ણપણે સમયનો ભોગ આપવા તૈયાર નથી.

આ વિશે હઝરત શૈખ અશરફઅલી થાનવી (રહ.) લખે છે કે :

"કેટલાક લોકો પેશાબ કર્યા પછી પેશાબનાં ટીપાં પડી જવાની-સહ જોયા વગર પાણીથી ધોવામાં જલદી કરે છે અને પરિણામે જલદીના કારણે પેશાબનાં ટીપાં બહાર નીકળી જાય છે. આ પરિસ્થિતિ (પેશાબનાં ટીપાં બહાર નીકળવાથી) જો તે ધ્યાનમાં આવે અને એ વ્યક્તિ ફરીથી વુઝૂ કરીને નમાઝ દોહરાવશે તો પણ કપડાં તો નાપાક જ ગણાશે અને જો આ પ્રક્રિયા ચાલુ જ રહેશે તો નાપાકીનો વિસ્તાર કપડાં ઉપર વધતો જ ચાલશે, જે શરઈ દષ્ટિએ માફ છે, તેનાથી વધી જશે અને આ પરિસ્થિતિમાં જો તે જ

કપડાંમાં નમાઝ પઢવાનું ચાલુ રાખશે, તો તેની નમાઝ કબૂલ થશે નહિ."

જો એ પોતે એ વાતનું ધ્યાન નહિ રાખે કે પેશાબનું ટીપું પડયું છે, તો તેની નમાઝ વુઝૂ વગર પઢયા બરાબર ગણાશે (જે કબૂલ થવાપાત્ર નથી).

જો કોઈ એવું વિચારે કે પેશાબનું ટીપું ટપક્યું તેની એને ખબર જ નથી તો એને મજબૂર ગણવામાં આવે, તો તેનો જવાબ આ છે કે તેને મા'ઝૂર ત્યારે જ ગણવામાં આવશે જ્યારે ટીપું નીકળવાનો ભય ન હોય, પણ જો ટીપું નીકળવાનો ભય હોય તો પછી ટીપાં નીકળી જવાની દરેક રીતને અપનાવવી જરૂરી છે."

(ઈસ્લાહે ઈન્કિલાબે ઉમ્મત : ૧/૧૧૭)

મુફતી અબ્દુર્રહીમ સાહેબ (રહ.) આ વિશે ખૂબ ભારપૂર્વક અભિપ્રાય આપે છે :

"તમામ અહાદીસે મુબારકહનો અભ્યાસ કર્યા પછી એ તારણ નીકળે છે કે, પાકીનો હર હાલમાં ખ્યાલ રાખવો જોઈએ. પેશાબનાં ટીપાં શરીર કે કપડાં પર લાગવાની સંભાળ કે દરકાર ન રાખવી મોટો ગુનાહ છે. દરેક રીતે શક્ય એ રીતથી પાક રહેવા માટે અપનાવી સાવચેત રહેવું જોઈએ. આ વાતને અવગણવી ન જોઈએ.

(ફતાવા રહીમિય્યહ : ૭/૧૩૪)

# મુફ્તીઓ દ્વારા જારી કરાયેલા ફતાવા

(૧) શૈખ સાલિહ બિન અબ્દુલ અઝીઝ અશ્શૈખ હફિઝહુલ્લાહ (વર્તમાન મુખ્ય મુફતી–સઊદી અરબિય્યહ) પોતાની તફસીર **"બુલુગુલ મરામ મિન અદિલ્લતિલ અહકામ"**માં હદીસ વિશે લખે છે કે :

استنزهوا من البول فإن عامة عذاب القبر منه

"પોતાની ઝાતને પેશાબ વિશેની નાપાકીથી બચાવો (લાપરવાહી કે બેદરકાર રહેવાથી), કારણ કે મોટા ભાગે કબરમાં અઝાબનું કારણ પેશાબની નાપાકીથી ન બચવાને લીધે થાય છે."

ઉપરની હદીસથી એ તારણ મળે છે કે પેશાબથી પોતાની ઝાતને બચાવવી આવશ્યક છે. આ તારણથી ફલિત થાય છે કે, જે વ્યક્તિ સ્વજાતને પેશાબના છાંટાથી ન બચાવે અને અલ ઈસ્તિબરાઅ્ (પેશાબના માર્ગને પેશાબનાં ટીપાંથી સંપૂર્ણપણે સાફ કરવું) તેમને અઝાબથી ડરાવેલ છે. હદીસમાં દર્શાવ્યા અનુસાર બે વ્યક્તિને તેમની કબરોમાં અઝાબ થતો હતો. તેમાંથી એકને પેશાબના છાંટાથી સાવચેતી ન રાખવાને કારણે (અલ ઈસ્તિબરાઅ્ ન કરવાથી) અઝાબ થતો હતો, જેથી બન્ને વસ્તુથી સાવચેતી રાખવાની જરૂર છે. એક પેશાબના છાંટાથી બચાવવું અને બીજું, અલ ઈસ્તિબરાઅ્ કરવું વાજિબ છે.

ઉપરોક્ત હદીસથી એ તારણ નીકળે છે કે, વ્યક્તિએ પોતાની જાતને પેશાબનાં છાંટાથી બચાવવી જોઈએ તથા મૂત્રમાર્ગમાં પેશાબનાં ટીપાં અટકેલા ન રહે તે માટે ખ્યાલ રાખવો જોઈએ. આ જ કારણે પેશાબ કરી રહયા પછી ઉતાવળ ન કરવી જોઈએ, જેથી પેશાબ કરી રહયા પછી મૂત્રમાર્ગને સાફ કરી લેવો જોઈએ. કોઈપણ વ્યક્તિને પેશાબ કરતી વખતે ઉતાવળ કરવાથી અથવા વધારે વખત સુધી પેશાબને અવરોધી રાખવાથી શરીર અથવા કપડાં પર પેશાબનાં છાંટા અથવા ટીપાં પડવાની શકયતા રહેલી છે.

જેથી અલ ઈસ્તિબરાઅ્ અને અલ ઈસ્તિન્જા (استنزهوا) શબ્દનો સંપૂર્ણ અર્થ આ થાય છે કે,

استنزهوا من البول فإن عامة عذاب القبر منه

વ્યક્તિ પોતાની ઝાતને પેશાબના છાંટાથી બચાવે, બીજા શબ્દોમાં પેશાબથી સંપૂર્ણ પાકી (સફાઈ) હાસિલ કરવા માટે પેશાબનાં તમામ ટીપાંને મૂત્રમાર્ગથી બહાર લાવવા તથા ગુપ્તાંગને લૂંછવું, સાફ કરવું, પેશાબની જગા તથા કપડાં પણ પાક કરવા (જો પેશાબથી નાપાક થયા હોય તો) જેથી કરીને મૂત્રમાર્ગ કે કપડાં પર કોઈ પણ પ્રકારની નાપાકી ન રહેવા પામે.

ફક્ત આ જ કારણથી (હદીસમાં વર્ણવેલ અઝાબને કારણે) આપણા અગાઉના અકાબિરીને અને ત્યાર પછીના ઉલમાએ પણ અલ ઈસ્તિબરાઅ્ માટે ખૂબ જ સાવચેતી

રાખી છે. ઈમામ અહમદ (રહ.)થી સાબિત છે કે, પેશાબ કર્યા પછી પોતે ગુપ્તાંગના ભાગને રૂ અથવા તેના જેવી કોઈ વસ્તુથી સુરક્ષિત કરીને પોતાના મકાનમાં ક્યાંક તો ઝડપથી ચાલતા–દોડતા અથવા કૂદકા મારતા, જેથી કરીને પેશાબનો માર્ગ સંપૂર્ણપણે સાફ થઈ જાય. જો કે આ પદ્ધતિ અલ ઈસ્તિબરાઅ્ કરવા માટે ખૂબ વધારે પડતી છે અને સુન્નતમાં આ વિશે કોઈ ઉલ્લેખ નથી, બલકે નિયમ એ છે કે, પેશાબ કરી રહયા પછી એટલી વાર રાહ જોવામાં આવે કે તમામ ટીપાં પેશાબના માર્ગમાંથી નીકળી જાય અને સંપૂર્ણ આત્મસંતોષ થઈ જાય (કે હવે પછી શરીર કે કપડાં પર પેશાબનું કોઈ ટીપું બહાર નીકળશે નહિ).

(શર્હુ બુલૂગિલ મુરામની અદિલ્લતિલ અરકામ (ભાગ–૧) કિતાબુત્તહારહ, બાબ આ'દાબિ કઝાઈલ હાજતિ)

(૨) શૈખ ઈબ્ને અલ ઉષયમીન (રહ.)[૧]થી પૂછવામાં

[૧] શૈખ મુહમ્મદ ઈબ્ને સાલિહ ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અલ ઉષયમિન (૧૩૪૭–૧૪૨૧ હિ.) હઝરતે મશહૂર આલિમોથી ઈલ્મ હાસિલ કર્યો છે. જેમ કે શૈખ અબ્દુર્રહમાન ઈબ્ને નાસિર અસ સઅદી (૧૩૦૭ હિ.–૧૩૭૬ હિ.), શૈખ મુહમ્મદ અમીને અશ શંકીતી (૧૩૨૫ હિ.–૧૩૯૩ હિ.) અને મર્હૂમ શૈખ અબ્દુલ અઝીઝ બિન બાઝ (૧૩૩૦ હિ.–૧૪૨૦ હિ.) વડા મુફતી સાઉદી અરબિય્યહ) તથા બીજા અનેક ઉલમાથી, એમના થકી લગભગ ૫૦ સનદી કિતાબો લખાઈ છે. જેમ કે અહલે સુન્નત વલ જમાઅતનાં અકીદા, શર્હે રિયાઝુસ્સાલિહીન અને ફતાવા નૂર અલદ દરબ. તેઓ સઉદી અરબિય્યહની શૂરાના પણ ખાસ સભ્ય હતા અને મશહૂર મસ્જિદ (ઉનૈઝહ શહેર)ના ઈમામ તથા ખતીબ હતા. મક્કા શરીફમાં દફન થયેલ છે.

આવ્યું કે, તે લોકો જે અજાણતામાં વુઝૂ કરવામાં જલદી કરે છે, પેશાબથી ફરાગત પછી તરત જ એવા ખ્યાલથી કે ઈસ્તિન્જા ફક્ત મળત્યાગ કર્યા પછી જ જરૂરી છે. શૈખ (રહ.)એ પ્રશ્ન પૂછનારનો આભાર માન્યો કે ઉમ્મતની ખૈર–ખ્વાહીની તમને જે ફિકર થઇ તે બદલ આપનો આભાર માનું છું અને જવાબ આપ્યો :

તે લોકો જે ઉમ્મતના હાલાત પર ફિકર કરે છે, તેમને ઉમ્મત પ્રત્યેની લાગણી અને ગમ જાહેર થાય છે. પ્રશ્નમાં પૂછયા પ્રમાણે ઉમ્મતના તે ભાઈઓ જે પેશાબ કર્યા પછી પાણીનો ઉપયોગ કર્યા વગર અથવા સાફ કર્યા વગર ચાલી નીકળે છે, તે સંપૂર્ણપણે બરાબર નથી. તદુપરાંત, કબરમાં અઝાબ તથા સજાના મુસ્તહિક થાય છે. જેમ કે સહીહ બુખારી તથા મુસ્લિમમાં રિવાયત છે. કબરના અઝાબનું કારણ અલ ઈસ્તિબરાઅ્ પેશાબ કર્યા પછી લાપરવાહીથી થાય છે, જે આ ભાઈઓને લાગુ પડે છે.

મોટે ભાગે આલિમોનો આ વિશે અભિપ્રાય છે કે, વુઝૂ ત્યાં સુધી પરિપૂર્ણ નથી જ્યાં સુધી ઈસ્તિન્જામાં પાણીથી સફાઈ અથવા સૂકવવાની પ્રક્રિયા શરીઅતના ધારાધોરણ મુજબ ન હોય. (પેશાબની જગ્યા ત્યાર પછી જ પાણીથી સાફ કરવામાં આવે, જ્યારે પેશાબનો માર્ગ સંપૂર્ણપણે પેશાબનાં ટીપાંથી સાફ થઇ જાય) અને ઉપર દર્શાવેલ અમલ ન કરવાથી વુઝૂ વગર નમાઝ પઢેલી ગણાશે (કારણ

કે પેશાબનાં ટીપાં હજી બહાર નીકળી શકે છે). જે પણ વુઝૂની શરતોને પૂર્ણ કર્યા વગર નમાઝ પઢશે તો કબૂલ થશે નહિ. અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "અલ્લાહ તબારક વ તઆલા તમારામાંથી કોઈની નમાઝ કબૂલ કરતો નથી, જો વુઝૂ તૂટી ગયું હોય અને ફરીથી વુઝૂ ન કરવામાં આવે."

જેથી કરીને આ તમામ ભાઈઓને મારી નમ્ર સલાહ છે કે, અલ્લાહ તઆલાથી ડરો અને તમે સૌ પોતાને પેશાબના છાંટા તથા ટીપાંઓથી બચાવો, અલ ઈસ્તિબરાઅ્ અપનાવો અને પાણીથી ઈસ્તિન્જા જરૂર કરો.

(ફતાવા નૂરુન અલદ દરબ, કિતાબુત્તહારહ)

(૩) શયખુલ ઈસ્લામ ઈબ્ને તયમિય્યહ (રહ.)ને પૂછવામાં આવ્યું કે, જો કોઈ વ્યક્તિ વુઝૂ કર્યા પછી નમાઝ શરૂ કરે અને શક થાય કે પેશાબનું ટીપું બહાર નીકળ્યું છે, તો શું નમાઝ તૂટી જશે ?

જવાબમાં આપે ફરમાવ્યું : ફક્ત શક થવાથી નમાઝ તૂટશે નહિ, બલકે ફક્ત શક થવાથી નમાઝ તોડવાની ઈજાઝત પણ નથી. જેમ કે એક મોકા પર હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને આ જ પ્રમાણે પૂછવામાં આવ્યું તો ફરમાવ્યું : (નમાઝમાં હવા ખારિજ થવાનો શક પડે તો ?) જ્યાં સુધી હવા ખારિજ થવાનો

અથવા દુર્ગંધ ન જણાય ત્યાં સુધી વ્યક્તિએ નમાઝ છોડીને જવું જોઈએ નહિ.

અલબત્ત, જ્યારે એવી પાકી ખાતરી થઈ જાય કે પેશાબનું ટીપું પેશાબના માર્ગેથી નીકળ્યું છે, તો જરૂર વુઝૂ તૂટી ગયું. ફરીથી ઈસ્તિન્જા કરે અને વુઝૂ કરે.

ફક્ત અલ્લાહપાક વધુ જાણનાર છે.

**નોંધ** : મોટા ભાગના લોકોને પેશાબનાં ટીપાં પડવાની બીમારી હોય છે. ખૂબ થોડા લોકો એનાથી મુક્ત રહે છે, જેથી તેની ખૂબ સાવચેતી રાખવામાં આવે કે પેશાબનાં ટીપાં પડવાથી હવે સંપૂર્ણ રાહત થઈ છે, પછી જ વુઝૂ કરવામાં આવે અને સંપૂર્ણ સંતોષ સાથે નમાઝ પઢવામાં આવે.

## અલ ઇસ્તિબ્રાઅ્ માટેનાં કારણો

નીચેની હદીસમાં એ વાતનું વર્ણન છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઉમ્મતે મુહમ્મદિય્યહને નીચેની પદ્ધતિ શિખવાડી છે.

عن أبي سعيد الخدري ﷺ قال : قال رسول الله ﷺ :

إذا بال أحدكم فلينتر ذكره ثلاث مرات

**અર્થ** : "તમારામાંથી જ્યારે કોઇ પેશાબ કરી લે, પછી (પેશાબના રહી ગયેલાં ટીપાં બહાર કાઢી નાખવા માટે) પોતાના ગુપ્તાંગ (પેશાબ કરવાની ઈન્દ્રિય)ને ત્રણ વાર દબાવવી જોઈએ. (સુનને ઈબ્ને માજહ પેજ : ૨૬, હદીસ : ૩૨૬)

અહ્‌સનુલ ફતાવામાં દર્શાવેલ છે :

કેટલાક ઑલિમોનો એવો મત છે કે, પહેલાના જમાનામાં લોકોનું મૂત્રાશય શક્તિશાળી હોવાથી, પેશાબ કર્યા પછી પેશાબનાં ટીપાં બહાર નીકળવાની શક્યતા ખૂબ ઓછી રહેતી હતી. આજના યુગમાં પહેલાના જમાનાની સરખામણીમાં મૂત્રાશય હવે એટલા શક્તિશાળી ન હોવાને કારણે—આલિમોનો અભિપ્રાય એવો છે કે, ટીપાં બહાર નીકળી જાય તે માટેની કોઈ એક રીત અપનાવવી જોઈએ. ઉપર દર્શાવેલ રીતો હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને આપના સાથીઓ (રદિ.)ના દર્શાવેલ રીતો દીનમાં કોઈ વધારો નથી, બલકે સમયને અનુરૂપ આ રીત પણ એક પ્રકારે હદીસને જ અનુસરવાનો એક હિસ્સો છે, જે પાકી માટે જરૂરી છે.

કેટલાકનો એવો અભિપ્રાય છે કે, એનું કારણ મૂત્રનલિકાની લંબાઈ તથા તેના વળાંકને કારણે છે, જેથી આ પદ્ધતિઓ સ્ત્રીઓ માટે કારગત—ફળિભૂત નથી, બલકે આ પદ્ધતિ ફક્ત પુરુષો માટે જ દર્શાવેલ છે.

(અહસનુલ ફતાવા : ૨/૧૦૪)

## અલ ઇસ્તિબરાઅ્ માટેની રીત

અગાઉ આવી ગયું તેમ અલ ઈસ્તિબ્રાઅ્નો મૂળ હેતુ પેશાબની નળી (માર્ગ)માં રહી ગયેલા અથવા અટકી રહેલા પેશાબનાં ટીપાંને બહાર કાઢી નાખવાનો છે. આ પ્રક્રિયા માટે ઘણી બધી પદ્ધતિઓમાંથી કોઈ એક પદ્ધતિ અપનાવવી. પેશાબનાં ટીપાં સંપૂર્ણપણે બહાર નીકળી જાય પછી જ ગુપ્તાંગને પાણીથી સાફ કરવામાં આવે.

દાખલા રૂપે ખાંસી ખાવાથી અથવા અમુક કદમ ચાલવાથી સહેલાઈથી અને ઝડપથી પેશાબનાં ટીપાં બહાર આવી જાય છે. જો કે દરેક વખતે એ જરૂરી નથી. નીચે દર્શાવેલ પદ્ધતિઓ "અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ" (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર અને તેના આધાર–પુરાવાઓ)માં વર્ણવેલ છે.

અલ ઈસ્તિબ્રાઅ્ માટે ચાલવું, ખાંસી ખાવી, ડાબા પડખે સૂઈ જવું અથવા પગને ઝટકાથી હલાવવાથી અથવા ઉકડુ બેસવાથી પેશાબનાં રહી ગયેલાં ટીપાં બહાર નીકળી જશે. (અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહુ ૧/૩૪૬)

મુફતી અબ્દુર્રહીમ (રહ.)એ નીચેની પદ્ધતિ બતાવેલ છે :

"પેશાબનાં ટીપાં નીકળવાના સંપૂર્ણપણે બંધ થઈ જાય તેના માટે ઘણી પદ્ધતિઓ અપનાવી શકાય છે.

દા. ત. ચાલવું, ખાંસી ખાવી, ટિસ્યૂ પેપરનો ઉપયોગ વગેરે. વ્યક્તિ પોતે જ પોતાના અનુભવથી નક્કી કરે કે તેને કઇ પદ્ધતિ અનુકૂળ છે.

(ફતાવા રહીમિય્યહ : ૭/૧૩૪. અલ ફિકહુલ ઈસ્લામી : ૧/૩૮)

મુફતી રશીદ અહમદ (રહ.)એ એક બીજી રીત દર્શાવેલ છે :

"હવે જયારે અલ ઈસ્તિબરાઅ્ની આવશ્યકતા આપણી સમક્ષ આવે છે તો તેની ટૂંકી અને સરળ પદ્ધતિ દર્શાવી શકાય. ઝાડાની જગ્યાએથી શરૂ કરી આગળની ગોળીઓ સુધીના ભાગને દબાવવાથી, પછી પેશાબના અંગને ત્રણ વાર આગળની તરફ દબાવવાથી મૂત્રનલિકામાં અટકી અથવા રહી ગયેલાં પેશાબનાં ટીપાં અસરકારક રીતે બહાર નીકળી જશે અને પેશાબનાં ટીપાં ત્યાર પછી બહાર નીકળવાની શક્યતા બિલકુલ નહિવત્ થઈ જશે."

(અહસનુલ ફતાવા ૨/૧૦૫)

આ જ પદ્ધતિ "અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ" (ઈસ્લામી કાયદાશાસ્ત્ર અને તેના આધાર–પુરાવાઓ)માં પણ દર્શાવેલ છે :

"ડાબા હાથના અંગૂઠાને પેશાબના રસ્તાની ઉપરના ભાગમાં મૂકી પહેલી આંગળીને નીચેના ભાગમાં રાખી બન્નેને સહેજ આગળની તરફ હલકા દબાણથી દબાવતા

જવું. આ પ્રક્રિયા ત્રણ વાર કરવી. આમ, હલકા દબાણથી ત્રણ વાર ઉપર દર્શાવ્યા મુજબ કરવાથી રહી ગયેલાં અથવા અટકી ગયેલાં પેશાબનાં ટીપાં બહાર આવી જશે.''

(અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ : ૧/૩૪૬)

એક ખૂબ સરળ અને અસરકારક પદ્ધતિ પણ દર્શાવેલ છે, જેમાં ટિસ્યૂ પેપર (પ્રવાહી ચૂસવાવાળા કાગળો જે ખાસ પ્રકારની બનાવટવાળા હોય છે) એટલી માત્રામાં અને એ રીતથી પેશાબની જગ્યાએ મૂકી દેવામાં આવે, જેથી કપડાં અથવા શરીર ખાસ કરીને જાંઘની અંદરનો ભાગ પેશાબથી ન ભીંજાય. આ પદ્ધતિનો મુખ્ય લાભ એ છે કે વ્યક્તિને લાંબા સમય સુધી પેશાબખાનામાં રાહ જોવી પડતી નથી અને પોતાના દૈનિક કામમાં પરોવાય જાય તો રહી ગયેલાં પેશાબનાં ટીપાં નીકળતાં જ ટિસ્યૂ પેપર ચૂસી લેશે અને ટિસ્યૂ પેપરને અટકાવી રાખવા માટે જો જાંગિયો પહેરવામાં આવે તો ખૂબ સરળ છે–ટિસ્યૂ પેપરનાં ઉપયોગથી એ વાતનો પણ પાકો વિશ્વાસ થઈ જશે કે ટીપાં નીકળવા હવે બંધ થયાં કે કેમ ?[1]

---

[1]જો ટિસ્યૂ પેપરથી ફેલાઈને પેશાબ કપડાં સુધી પહોંચી જશે તો કપડું પણ નાપાક ગણાશે. (અહસનુલ ફતાવા : ૨/૯૮)

## સ્ત્રીઓનો તરીકો

પેશાબના રસ્તાને પેશાબનાં ટીપાંથી સંપૂર્ણ સાફ કરવાની રીત ફક્ત પુરુષો માટે છે, સ્ત્રીઓ માટે નથી. સ્ત્રીઓએ ફક્ત પેશાબ કર્યા પછી અને પાણીથી ઈસ્તિન્જા કરવા પહેલાં થોડી વાર થોભી જવું, જેથી પેશાબનાં છેવટનાં ટીપાં બહાર આવી જાય.

(અહસનુલ ફતાવા : ૨/૧૦૪, અશ્શામી : ૧/૩૯)

તેમ છતાં અમુક આલિમોનો એવો મત છે કે, સ્ત્રીઓ પણ પોતાના પેઢાના ભાગને જો હળવેથી દબાવે તો તેમને પણ આત્મસંતોષ થઈ જશે કે સંપૂર્ણ પેશાબ બહાર નીકળી ગયો છે.

(અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ : ૧/૩૪૭ અને હલાલ તથા હરામ, પેજ : ૭૫–૭૬)

કબરનો અઝાબ મોટા ભાગે પેશાબના કારણે થશે એ વાત ધ્યાનમાં રાખતાં બીજો વિકલ્પ જે ઉપર દર્શાવ્યો છે, તે વધુ સંભાળભર્યો–સાવચેતીયુક્ત લાગે છે.

## એક વહેમ અથવા શંકાનું નિવારણ

એમ કહી શકાય કે (કપડાં પરની) નાપાકીને ફક્ત પાણીથી ધોઈને પાક કરી લેવામાં આવે છે. પેશાબનાં

ટીપાંની શંકા જાય તો તે માફ છે. તેમ છતાં હદીસે પાકમાં અલ ઈસ્તિબરાઅ્નું જે રીતે સમજાવેલ છે તથા પેશાબથી ન બચનારને જે રીતે સખત અઝાબથી ચેતવણી આપેલ છે, તો સાવચેતી એમાં જ છે કે અલ ઈસ્તિબરાઅ્ ઉપર દર્શાવેલ કોઈ એક પદ્ધતિથી કરી લેવામાં આવે, જેથી પાછળથી ટીપાં ન પડે. (અહસનુલ ફતાવા : ૨/૧૦૫)

## જો અલ ઇસ્તિબરાઅ્ની ગંભીરતા ન સમજવામાં આવે તો......

આ તકે તેનું વર્ણન ખૂબ જરૂરી છે કે જે વિષયની અગાઉ ચર્ચા થઈ ગઈ તેની ગંભીરતા સમજવામાં આવે, તેની આવશ્યકતાનું ધ્યાન રાખવામાં આવે.... સહાબએ કિરામ (રદિ.) પેશાબનાં ટીપાં અથવા પેશાબના છાંટા માટે ખૂબ જ સાવચેત રહેતા હતા અને એટલી હદે કે નીચેના બનાવથી તેનો ખ્યાલ આવી શકે છે.

عن حذيفة ﷺ بلغه أن أبا موسى ﷺ كان يبول فى قارورة ويقول:
إن بنى اسرائيل كان إذا أصاب أحدهم البول قرض مكانه

હઝરત હુઝયફા (રદિ.) બયાન કરે છે કે, મને એવા સમાચાર મળ્યા છે કે, અબૂ મૂસા (રદિ.) જ્યારે પેશાબ કરતા તો એક બાટલીમાં પેશાબ કરતા અને ફરમાવતા કે જ્યારે બની ઈસરાઈલ (યહૂદી) કોમના શરીર પર પેશાબ

પડી જતો, તો તેટલા ભાગને તેઓ કાતરથી કાપી નાખતા.
(મુસ્નદે અહમદ, પેજ : ૨૮૪, હદીસ નં. ૨૩૨૪૮)

જો કે એમના સાથી દ્વારા લેવાયેલ સાવચેતીની હદે જવું જરૂરી નથી. છતાં એમાંથી સબક જરૂર મળે છે કે, તેઓ પેશાબના મામલાઓમાં કેટલા ગંભીર હતા.[1]

عن ابن عباس ؓ قال: مرّ رسول الله ﷺ بقبرين جديدين فقال: إنهما ليعذّبان وما يعذّبان في كبير أما أحدهما فكان لا يستنزه من بوله وأما الآخر فكان يمشي بالنميمة

**તરજુમો** : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું કથન છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ.) એક વાર બે કબરો પાસેથી પસાર થતા હતા. ફરમાવ્યું : બંનેને અઝાબ થઈ રહેલો છે અને તેમનો અઝાબ કોઈ મોટા ગુનાહના કારણે નથી,[2]

---

૧. હઝરત હુઝયફા (રદિ.) એ વાતથી સહમત નથી, જેટલી હદે અબૂ મૂસા (રદિ.) સાવચેતી લેતા હતા. ઉપર હુઝયફા (રદિ.)એ વર્ણન કરેલ છે કે હુઝૂર (સલ.)એ આટલી હદે કદાપિ સાવચેતી રાખી નથી, જેટલી હદે હઝરત અબૂ મૂસા (રદિ.) રાખતા હતા.
(સહીહ બુખારી : ૧/૩૬, ઉમ્દતુલ કારી : ૩/૧૩૮)

૨. તેઓને કોઈ મોટી બાબતના કારણે સજા નથી થઈ રહી. એનો મતલબ એ છે કે, ઉપર હદીસમાં દર્શાવેલ કામથી બચવું કોઈ મુશ્કેલ બાબત નથી, બલકે સહેલાઈથી બચી શકાય તેમ છે. તેનો એવો મતલબ નથી કે આ ગુનાહનું કોઈ ખાસ મહત્ત્વ નથી અને એમ ન સમજવું જોઈએ કે તે મોટો ગુનાહ નથી. (મિશ્કાતુલ મફાતીહ–૩૪૯)

છતાં અઝાબ મોટો છે. તેમાંના એકને પેશાબ પ્રત્યે લાપરવાહી રાખવાના કારણે અને બીજાને ચાડી–ચુગલી કરવાની સજામાં.

(સહીહ અલ બુખારી, હદીસ નં. : ૧૩૭૮, જુઓ, સુનને ઈબ્ને માજહ : પેજ : ૬૯, હદીસ : ૩૪૮)

ઉપરોક્ત હદીસથી ફલિત થાય છે કે, જો આ બાબતને ગંભીરતાથી ન લેવામાં આવે તો ગંભીર પરિણામોની ચીમકી આપી છે. એ બાબતને સમજાવવામાં આવી છે કે, હુઝૂર નબીએ કરીમ (સલ.)ના જમાનામાં પેશાબનાં ટીપાં વિશે લાપરવાહી રાખવાથી કબરનો અઝાબ થઈ રહ્યો છે.

ઉપરોક્ત હદીસે પાકની છણાવટ કરતાં હઝરત શૈખ ઝકરિય્યા (રહ.) પોતાની કિતાબ "ફઝાઈલે ઝિક્ર"માં લખે છે કે, "આ એક ખૂબ દુઃખદ બાબત છે કે, આપણામાંનો કહેવાતો સુધરેલો વર્ગ પેશાબ કર્યા પછી ગુપ્ત ભાગોને ધોવાને ઐબ સમજે છે અને તેની જાહેરાત પણ કરે છે. કેટલાક આલિમો આ રીતે પેશાબથી નાપાક થવાને ગુનાહે કબીરહ કહે છે."

ઈબ્ને હજર મક્કી (રહ.)નું કથન છે કે :

"સહીહ હદીસથી રિવાયત છે કે, મોટા ભાગે કબરનો અઝાબ પેશાબની નાપાકીથી ન બચવાને કારણે થાય છે."

(ફઝાઈલે ઝિક્ર" પેજ : ૫૦, અંગ્રેજી આવૃત્તિ)

એ જ પ્રમાણે મુફતી અ. રહીમ (રહ.) બયાન ફરમાવે છે :

"જ્યારે કોઈના શરીર કે કપડાં પેશાબથી નાપાક થાય છે તો એને એમ સમજવું કે પાક–સાફ કરવું જરૂરી નથી, તો તે ગુનાહે કબીરહ છે." (ફતાવા રહીમિય્યહ : ૭/૧૩૪)

ટૂંકમાં, હદીસે પાકમાં જે રીતે સાવચેતી રાખવાની પ્રેરણા આપેલી છે, તે જોતાં દરેક વ્યક્તિએ પોતાની જાતને પેશાબની નાપાકીથી બચાવવી તથા પેશાબના રસ્તાને પેશાબનાં ટીપાંથી સાફ કરવો જરૂરી છે.

## અલ ઇસ્તિબરાઅ્ અને નમાઝ

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે :

عن ابن عمر رضي الله عنه عن النبي صلى الله عليه وسلم قال :
لا تقبل الصلاة من غير طهور

અર્થ : નમાઝ પાકી વગર કબૂલ થતી નથી.

(સુનનુત્તિરમિઝી : ૮૩/૧)

પાકી એક ખૂબ અગત્યની મૂળભૂત શરત છે, નમાઝ કબૂલ થવા માટે. અલ ઇસ્તિબરાઅ્ પાક થવાની એક

પ્રક્રિયા છે, તો તેને કરવા માટે વિશેષ ધ્યાન આપવું જોઈએ. મનની સંપૂર્ણ શાંતિ અને સંતોષ માટે પેશાબ કર્યા પછી વુઝૂ કરતાં પહેલાં થોડો સમય રાહ જોવી જોઈએ, જેથી કરીને નમાઝના સમય પહેલાં પૂરતો સમય મળતાં પોતે પેશાબથી ફારિગ થઈ જાય અને વુઝૂ માટે તૈયારી કરી શકે, નહિતર જમાઅતનો સમય થઈ જશે અથવા જમાઅત પૂરી થઈ જશે તેવો ભય રહેશે. આ ‘‘સમય–ગાળો’’ દરેક વ્યક્તિ માટે જુદો હોઈ શકે છે અને તેનો આધાર તે વ્યક્તિ કેટલી સ્ફૂર્તિમાં રહે છે તેના ઉપર છે તથા વ્યક્તિની ઉંમર, તંદુરસ્તી તથા શિથિલતા પર આધાર રાખે છે. આ સમયગાળો પાંચથી વીસ મિનિટ સુધીનો હોઈ શકે છે. દરેક વ્યક્તિ પોતે જ પોતાનો સમયગાળો નક્કી કરી લે. (પોતાની વ્યક્તિગત જરૂરતના આધારે.)

મુફતી રશીદ અહમદ (રહ.)નું કથન છે કે :

‘‘અલ ઈસ્તિબરાઅ્નો મુખ્ય હેતુ એ છે કે, વ્યક્તિને પોતાને માનસિક સંતોષ થઈ જાય કે હવે પછી પેશાબનું ટીપું બહાર નહિ નીકળે. જો વ્યક્તિને પોતાને સંતોષ કે ભરોસો ન પડે ત્યાં સુધી વુઝૂ કરવું હિતાવહ નથી અને આ કારણે જો કોઈ વ્યક્તિને વિશેષ સમયની આવશ્યકતા રહેતી હોય તો જરૂરી છે કે પોતે નમાઝના સમય કરતાં વહેલા આ પ્રક્રિયાથી તૈયારી કરી લે.’’

(અહસનુલ ફતાવા : ૨/૭૩)

કોઈ વ્યક્તિને એ બાબતની ખાતરી ન થઈ જાય કે ટીપાં આવવાના બંધ થઈ ગયા છે અને બીજી તરફ જો જમાઅતના વખતની તૈયારી છે અથવા જમાઅત શરૂ થઈ ચૂકી હોય તો પણ તે વ્યક્તિ નમાઝ પછીથી પઢે, કારણકે જમાઅત "સુન્નતે મુઅક્કદહ" છે, જ્યારે નમાઝ માટે વુઝૂ શર્ત (ફર્ઝ) છે.

અશ્શામીમાં વર્ણવ્યા મુજબ એ વાત ખૂબ જરૂરી છે કે, અલ ઈસ્તિબરાઅ્ ત્યાં સુધી લંબાવવામાં આવે કે જ્યાં સુધી પેશાબનાં ટીપાં આવવાના સદંતર બંધ થઈ જાય અને સંપૂર્ણ માનસિક ખાતરી થઈ જાય કે, હવે પછી પેશાબનાં ટીપાં બહાર નહિ નીકળે. આ વાતની પાકી ખાતરી ન થઈ જાય ત્યાં સુધી વુઝૂ શરૂ કરવું બરાબર નથી (જાઈઝ નથી).

(અશ્શામી : ૧/૫૫૮ (દારુલ કુતુબ અલ ઈલ્મિય્યહ)

ઉપરની બન્ને રિવાયતોથી ફલિત થાય છે કે, વુઝૂ ત્યાં સુધી કબૂલ થતું નથી જ્યાં સુધી પેશાબનાં ટીપાં સંપૂર્ણપણે નીકળવાના બંધ ન થઈ જાય. અત્રે ઉલ્લેખ કરવો જરૂરી છે કે જ્યાં સુધી વુઝૂની શરતો પૂરી ન થાય તો ત્યાર પછીની ઈબાદતો પણ કબૂલ થતી નથી, જેમાં વુઝૂ શર્ત છે. જેમ કે નમાઝ, કુર્આને મજીદને સ્પર્શ કરવો, કા'બા શરીફનો તવાફ કરવો વગેરે.

બીજો એક મહત્ત્વનો મુદો અત્રે ઉલ્લેખનીય છે કે, જે ક્ષણે પેશાબનું ટીપું પેશાબની જગ્યાએથી બહાર નીકળશે તે જ ક્ષણે વુઝૂ તૂટી ગયેલું ગણાશે.

અત્રે એક અગત્યનો મુદો એ પણ છે કે, આગળ અથવા પાછળના રસ્તેથી નીકળેલી નાપાકી ફક્ત દેખાવાથી પણ વુઝૂ તૂટવાનો કાયદો લાગુ પડશે. બીજી નાપાકીના જેમ નહિ કે શરીરના બીજા ભાગમાંથી નીકળે. તેનું ફક્ત દેખાવું શર્ત નથી, પણ વહેવું પણ શર્ત છે. (અશ્શામી : ૧/૨૬૨)

જેથી કરીને વુઝૂ કરી રહયા પછી જો ફક્ત એક પેશાબનું ટીપું પણ બહાર નીકળશે, તો વુઝૂ તૂટી જશે અને એવી હાલતમાં પઢાયેલી નમાઝ કબૂલ થશે નહિ. જો નમાઝ પઢવા દરમિયાન પેશાબનું ટીપું બહાર પડશે તો વુઝૂ તૂટી જશે અને નમાઝ પણ કબૂલને પાત્ર નથી.

ફતાવા મહમૂદિય્યહ ૫/૨૯૦ માં છે કે :

"જો પછીથી ટીપું પડશે તો કપડું પણ નાપાક થશે અને પહેલા કરેલ ઈસ્તિન્જા પણ બેકાર થઈ જશે અને જો વુઝૂ કર્યા પછી પડશે તો વુઝૂ પણ તૂટી જશે."

પેશાબનાં ટીપાં જો સતત પડવાના ચાલુ જ હોય અને જો એવી ધાસ્તી હોય કે નમાઝનો સમય વીતી જશે તો શરીર પાક કરે, વુઝૂ કરે, પાક કપડાં પહેરી લે અને નમાઝ

અદા કરી લે. (ફતાવા રહીમિય્યહ : ૮/૯૫)

એક વાર પેશાબનાં ટીપાં પડવા બંધ થઈ જાય, પછી નમાઝ કઝા કરવી જરૂરી છે, કેમ કે આવી હાલતમાં એ મા'ઝૂર (માફીને પાત્ર) નથી.

(મલ્ફૂઝાતે કમાલે અશરફિય્યહ : પેજ–૧૯૮/૮૦૭)

મા'ઝૂર (માફીને પાત્ર) કોણ છે, તેના માટે વધુ માહિતી છેલ્લા ભાગમાં.

કમનસીબીની વાત એ છે કે, જે લોકો નમાઝના પાબંદ છે, તે પણ આ વિશે લાપરવા છે. અલ ઈસ્તિબરાઅ્ પદ્ધતિથી સંપૂર્ણ ટીપાં બંધ કરવાની કાળજી રાખવામાં આવતી નથી. એનો સાર એ છે કે, વુઝૂ કર્યા પછી પણ જો ટીપાં બહાર નીકળશે તો વુઝૂ તૂટી જશે અને છેવટે નમાઝ પણ કબૂલ થશે નહિ.

## અલ ઇસ્તિબરાઅ્ નમાઝ અને કબર વચ્ચે સંબંધ

આગળ વર્ણન થયા મુજબ હદીસે પાકમાં રિવાયત છે,

عن ابن عباس ؓ قال: مرّ رسول الله ﷺ بقبرين جديدين فقال: إنهما ليعذّبان وما يعذّبان في كبير أما أحدهما فكان لا يستنزه من بوله وأما الآخر فكان يمشي بالنميمة

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ બે કબરો પાસેથી પસાર થયા તો ફરમાવ્યું : "બન્નેને કબરનો અઝાબ થઈ રહેલો છે અને તે પણ કોઈ મોટી બાબત માટે નહિ, પણ તેમાંના એકને પેશાબથી બચાવ (એહતિયાત) ન કરવાના કારણે અને બીજાને ચુગલીના કારણે."

(સહીહ અલ બુખારી : ૧૩૭૮, સુનને ઈબ્ને માજહ : ૬૯, ૩૪૮)

કબર આખિરતની મંઝિલોમાંથી સૌથી પહેલી મંઝિલ છે. હિસાબના દિવસે સૌથી પહેલો હિસાબ અલ્લાહ તઆલા શાનુહૂના હુકમોમાંથી નમાઝનો લેવામાં આવશે. તેવી જ રીતે ખૂન કરવાનો હિસાબ (બંદાના હક્કોમાંથી) સૌથી પહેલાં લેવામાં આવશે.

પાકી નમાઝ માટેની પૂર્વ શરત છે અને નિંદા (ચુગલી) કરવી મોટા ભાગે ખૂન કરવાનું નિમિત્ત બને છે. આથી જ આ બે ગુનાહ કબરના અઝાબનું કારણ બને છે.

(ફત્હુલ બારી : ૧૦/૫૧૯, હદીસ : ૬૦૫૫)

## શંકા અથવા વહેમ

ઘણીવાર વ્યક્તિ પૂરતો સમય પસાર થઈ ગયા પછી પણ એવા વહેમ અથવા શંકામાં રહે છે જાણે પેશાબનાં ટીપાં પડે છે. આ પ્રકારના ફક્ત શંકા અથવા વહેમને દૂર

કરવા માટે વ્યક્તિએ પોતાના અંદરના કપડાં અથવા સુરવાલ પર પાણીના છાંટા નાખી દેવા કે જે જગ્યાએ પેશાબનું ટીપું પડત તો કપડું ભીનું થઇ શકત.

આ પદ્ધતિ નીચેની હદીસથી સાબિત થાય છે :

عن الحكم بن سفيان الثقفي رضي الله عنه قال :
كان رسول الله صلى الله عليه وسلم إذا بال يتوضأ و ينتضح

હઝરત હકમ બિન સુફયાન (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઈસ્તિન્જાથી ફારિગ થયા પછી વુઝૂ કરીને સુરવાલ અથવા અંદરના કપડાં પર પાણીના છાંટા નાખી દેતા.

(સુનને અબૂ દાવૂદ : ૪૧, હદીસ : ૧૬૬)

પરંતુ જો સમયગાળો ન રાખ્યો હોય અને બીજી પદ્ધતિ ન અપનાવી હોય, તો કોઈ પણ સંજોગોમાં પાણીના છાંટા નાખવા ન જોઈએ. (સંપૂર્ણતાનો માર્ગ–૬૫)

એ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે, શંકા અને વહેમ એ શયતાન તરફથી હોય છે, જેના વિશે શૈખ મસીહુલ્લાહખાન સાહેબ (રહ.) દર્શાવે છે :

"વ્યક્તિ ફક્ત એટલે સુધી જવાબદાર છે કે, તેણે સંપૂર્ણ

પેશાબનાં ટીપાં પેશાબના રસ્તેથી બહાર નીકળી જવા માટેની કોઇ પણ એક રીત, જે એને પોતાને માફક હોય તે ધારણ કરેલી હોવી જોઇએ.

અલ ઈસ્તિબરાઅ્ની પદ્ધતિ દરેક વ્યક્તિ માટે જુદી જુદી હોઈ શકે છે. અલબત્ત, તેનો હેતુ એ જ છે કે, પેશાબના રસ્તામાં હવે કોઈ પેશાબનું ટીપું અટકેલ નથી, તેવી પોતાને ખાતરી થઇ જાય. કેટલીક વ્યક્તિને એ માટે ફક્ત સાધારણ દબાણ આપવાની જરૂર પડે છે, જ્યારે અમુકને વારંવાર દબાણ આપવાની જરૂર પડે છે અને અમુકને ખાંસીની જરૂર રહે છે અને અમુક વ્યક્તિને ઉપર દર્શાવેલ કોઈ પણ પદ્ધતિની જરૂર પડતી નથી.''

(અલ ફિકહુલ ઈસ્લામી વ અદિલ્લતુહૂ : ૧/૩૪૭)

તેમ છતાં વ્યક્તિએ પોતાની જાત પર વગર કારણે દબાણ ન લાવવું જોઈએ. જેમ કે અહસનુલ ફતાવામાં દર્શાવેલ છે : ''કોઈ પણ વ્યક્તિએ અલ ઈસ્તિબરાઅ્ માટે છેવટના દરજા સુધીનું પોતાની જાત પર દબાણ ન લાવવું જોઈએ અને શરીઅતમાં પણ તેની મનાઇ ફરમાવેલ છે,. કેમ કે એનાથી વ્યક્તિ માનસિક દબાણ હેઠળ આવી જાય છે.'' (અહસનુલ ફતાવા : ૨/૧૦૫, ૧૦૭)

અનુભવથી એ જાણવા મળ્યું છે કે, જ્યારે વધારે પડતી તરકીબ અને યુક્તિ પેશાબનાં ટીપાં બહાર કાઢવા માટેની

અજમાવવામાં આવે છે, તો પછી પેશાબની થેલી (મૂત્રાશય)માંથી પેશાબનાં ટીપાં સતત ચાલુ રહેવાની પ્રક્રિયા ચાલુ રહે છે. દા. ત. જ્યારે પ્રાણીના આંચળમાંથી દૂધ કાઢવાની (દોહવાની) પ્રક્રિયા ચાલુ હોય ત્યારે બાવલામાં દૂધ આવતું રહે છે, પરંતુ જ્યારે દૂધ દોહવાની પ્રક્રિયા બંધ કરવામાં આવે છે તે પછી દૂધ આવતું આપમેળે જ બંધ થઈ જાય છે. (અહસનુલ ફતાવા : ૨/૧૦૬)

આ જ પ્રકારની બીજી સલાહ શૈખ હઝરત થાનવી (રહ.) પણ આપે છે. પોતાના એક મુરીદને આ જ પ્રકારના શયતાનિક વસવસા માટે સલાહ આપે છે. બન્ને વચ્ચેનો વાર્તાલાપ જે નીચે દર્શાવેલ છે, આગળ વર્ણવેલા ફતવાને અનુરૂપ છે.

હઝરત થાનવી (રહ.)ના એક મુરીદ ખ્વાજા સાહેબ (રહ.)એ તેમને પૂછયું :

"મને ખૂબ શયતાનિક વસવસા સતાવે છે એ વિશે કે જ્યારે અને જેટલા પ્રમાણમાં હું પેશાબ કરી રહ્યા પછી દબાવું છું, પેશાબનાં ટીપાં અવશ્ય બહાર નીકળે છે."

હઝરત થાનવી (રહ.) જવાબમાં ફરમાવે છે કે, "આ પ્રકારના વસવસામાં જકડાઈ જવાની જરૂર નથી. પેશાબની નળીને સામાન્ય તરકીબથી સાફ કરી લો અને પછી પાણીથી પાક થઈ જાઓ. અવારિફુલ મઆરિફમાં

વર્ણવ્યા મુજબ મૂત્રાશયનો દાખલો પ્રાણીઓના દૂધના બાવલાની જેમ છે. જેટલી વાર સુધી તમે દબાણ આપતા રહેશો, કાંઈ જરૂરથી બહાર આવતું રહેશે, પરંતુ જેવું તમે દબાણ આપવાનું બંધ કરશો તો ટીપાં આવવાનું અટકી જશે.''

ખ્વાજા સાહેબ (રહ.)એ કહ્યું : ''છતાં પણ ટીપાં પાછળથી આવે છે.'' હઝરત થાનવી (રહ.)એ જવાબમાં કહ્યું : ''ચિંતા ન કરો અને મેં સલાહ આપી છે એ પ્રમાણે કરો અને મગજમાંથી આ પ્રકારનાં વહેમ કે વિચારો દૂર કરો, નહિતર તમે મુશ્કેલી અનુભવશો.''

ખ્વાજા સાહેબ (રહ.)એ કહ્યું : ''ભીનાશના કારણે કોઈ એક નમાઝ માટે હું વુઝૂ બનાવું છું, પરંતુ બીજી નમાઝ માટે મને શક પેદા થાય છે, તો હું ફરીથી વુઝૂ બનાવું છું અને અંદરનાં કપડાં પણ ધોઈ નાખું છું.''

હઝરત શૈખ થાનવી (રહ.)એ જવાબમાં કહ્યું : ''તમે નમાઝ પાછળથી દોહરાવી શકો, પણ ફરીથી વુઝૂ કરવાની કે અંદરનાં કપડાં બદલવાની આવશ્યક્તા નથી. જો આ પ્રમાણે તમે થોડા દિવસ આ તરફ ધ્યાન જ નહિ આપો તો આ શક દૂર થઈ જશે.''

(મલફુઝાતે કમાલે અશરફિય્યહ : ૧૮, મલફૂઝ : ૮૦૭, ફતાવા અઝીઝી : ૨/૧૪૦, અહસનુલ ફતાવા : ૨/૧૦૮)

આ પ્રકારના વસવસા અને વિચારો દૂર કરવાની ઘણી રીતો છે, તે બાબતમાં સર્વશ્રેષ્ઠ એનાથી નચિંત થઇ જવું છે. પૌષ્ટિક ખોરાક અને પૂરતી ઊંઘ લેવાથી આ પ્રકારના વિચારો આવવાનું ઓછું થઇ જશે.

## ઊભા ઊભા પેશાબ કરવો

હદીસે પાકની રોશનીમાં ઊભા ઊભા પેશાબ કરવો એ પાકીના નિયમોની વિરુદ્ધ છે અને તેથી જ ઊભા ઊભા પેશાબ કરનારી વ્યક્તિ લાપરવા અથવા બેદરકાર કહેવાશે. તેનું મુખ્ય કારણ એ છે કે, ઊભા રહીને પેશાબ કરવાથી પેશાબના છાંટાથી બચવું અત્યંત મુશ્કેલ છે અને અગાઉ ઉપર સમજાવ્યા મુજબ પેશાબના છાંટાથી ન બચવું એ મોટો ગુનાહ છે.

ખૂબ દુઃખ સાથે લખવું પડે છે કે, આ જંગલી અને પછાત રીતભાત ધીરે ધીરે મુસ્લિમ ઉમ્મતમાં પ્રવેશવા લાગી છે અને આ રીતે પેશાબ કરવાની પદ્ધતિને કમનસીબે સુધારાવાદી અથવા આધુનિકતામાં ખપાવવામાં આવે છે અને પરિણામો તરફ ખૂબ ઓછું અથવા નહિવત્ ધ્યાન અપાય છે.

عن عمرؓ قال: رآني النبيﷺ وأنا أبول قائما فقال:
يا عمر لا تبل قائما ـ فما بلت قائما بعد

**અર્થ** : હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે, અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ એક વાર મને ઊભા ઊભા પેશાબ કરતાં જોયો તો મને ફરમાવ્યું : ''ઓ ઉમર (રદિ.) ! ઊભા ઊભા પેશાબ ન કરો.'' ત્યાર બાદ મેં કદી પણ ઊભા ઊભા પેશાબ કર્યો નથી. (સુનનુત્તિરમિઝી : ૯૦/૧૨)

ઉપરની હદીસે પાકથી શીખવા મળે છે કે, સહાબએ કિરામ (રદિ.)ને એ વાતનો એહસાસ થયો કે ઊભા રહીને પેશાબ કરવાથી નબવી તરીકા અનુસાર બેસીને પેશાબ કરવાની જે હિકમતો છે તેનાથી મહરૂમ (વંચિત) થઈ જવાય છે.

અહીં હઝરત ઉમર (રદિ.)ને પોતાને એહસાસ થયો કે, પાકી અને સફાઈથી બેસીને પેશાબ કરવામાં જે લાભ અને ઊભા ઊભા પેશાબ કરવામાં જે નુકસાન દુનિયા અને આખિરતમાં થાય છે તે ખૂબ મોટું છે.

વધુ આશ્ચર્ય એ વાતનું થાય છે કે, માનવી પોતાની ઝાહિરી (બાહ્ય) સૌંદર્ય, નિખાર, સજાવટને તો ખૂબ મહત્ત્વ આપે છે અને સમયનો પણ ભોગ આપે છે, જ્યારે પેશાબ કરવામાં ઊભા ઊભા પેશાબ કરીને ન ફક્ત પોતાનાં કપડાં નાપાક કરે છે, બલકે રૂહાની નુકસાન ઉઠાવવા તૈયાર રહે છે. આ બધું એ કારણે છે કે, વ્યક્તિ

શરીઅતમાં દર્શાવેલ નાપાકી વિશે પૂરતી સાવચેતી રાખતી નથી.

તે લોકો જેઓ ઊભા ઊભા પેશાબ કરવાને આધુનિક પદ્ધતિ સમજે છે, નીચેની હદીસ તેમનાં વિચારોનું ખંડન કરે છે :

عن عبد الرحمن بن حسنة ﷺ قال: خرج علينا رسول الله ﷺ: في يده الدرقة فوضعها ـ ثمّ جلس فبال إليها فقال بعضهم: انظروا إليه يبول كما تبول المرأة فسمعه النبي ﷺ فقال: ويحك ما علمت ما أصاب صاحب بني اسرائيل كانوا إذا أصابهم البول قرضوه بالمقاريض فنهاهم فعذب في قبره

અર્થ : હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને હસનહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એકવાર પોતાના હાથ મુબારકમાં ઢાલ સાથે બહાર આવ્યા. આપે ઢાલને મૂકી, બેસી ગયા અને તેની દિશામાં પેશાબ કર્યો. તેઓમાંથી એ કે જે (મુશરિક હતો) કહ્યું : "જુઓ, તે ઓરતની જેમ પેશાબ કરે છે." હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તેને સાંભળ્યો તો તેને ફરમાવ્યું : "તારા પર અફસોસ છે." તને ખબર છે કે બની ઈસરાઈલના શું હાલ થયા ? જ્યારે તેમના ઉપર પેશાબના

છાંટા પડતા તો તેટલા ભાગને તેઓ કાતરથી કાપી નાખતા. તેમાંના એ કે આમ ન કર્યું તો તેના કારણે તેને કબરમાં અઝાબ થયો. (સુનને ઈબ્ને માજહ : ૬૮/૩૨૪)

હદીસે પાકમાં હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ઊભા રહીને પેશાબ કરવાનું વર્ણન છે. તે વિશે મુફતી મુહમ્મદ તકી ઉસ્માની (દા.બ.) લખે છે કે :

"એવી હાલતમાં ઊભા રહીને પેશાબ કર્યો હતો કે, જ્યારે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ઘૂંટણે પાકમાં દુઃખાવો હતો, જેથી કરીને બેસવાની તકલીફ હતી, જેની બયહકીની હદીસથી પણ પુષ્ટિ કે તાઈદ થાય છે." (દર્સે તિરમિઝી : ૧/૨૦૧)

ઉપરોક્ત હદીસથી આ જાણવા મળે છે કે, કેટલીક પરિસ્થિતિમાં ઊભા ઊભા પેશાબ કરવાની શરીઅતમાં ઈજાઝત આપેલી છે. દા. ત. તબીબી કારણોસર અથવા બેસીને પેશાબ કરવાથી કપડાં અથવા શરીર વધારે બગડવાની બીક હોય, છતાં પણ જો ઊભા રહીને પેશાબ કરવાની જરૂરિયાત ઊભી થાય તો એ વાતનો સંપૂર્ણ ખ્યાલ રાખવામાં આવે કે, કપડાં અથવા શરીર પર પેશાબના છાંટા ન ઊડે.

**ચેતવણીના બે શબ્દો :**

આ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે ગુપ્તાંગને પેશાબ કરતી વખતે બીજાની નજરથી બચાવે. જાહેર તથા સાર્વજનિક પેશાબખાનામાં પેશાબના છાંટા કપડાં અથવા શરીર પર પડવાના સંજોગો ખૂબ વધી જાય છે, સાથે સાથે બાજુમાં પેશાબ કરી રહેલ વ્યક્તિની નજર પણ ગુપ્તાંગ પર પડવાની શક્યતા વધી જાય છે, જે શરીઅતની વિરુદ્ધ છે.

## બેસીને પેશાબ કરવો

અલ્લાહના રસૂલ નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આદતે મુબારક બેસીને પેશાબ કરવાની હતી અને બીજા લોકોને પણ આ તરીકો અપનાવવાની પ્રેરણા કે તરગીબ આપી છે. બેસીને પેશાબ કરવાની પ્રેરણા નીચેની હદીસથી પણ સાબિત થાય છે :

عن عائشة ﵂ قالت: من حدثكم أن النبي ﷺ :
كان يبول قائما فلا تصدقوه ما كان يبول إلا قاعدا

હઝરત આઈશા (રદિ.)નું કથન છે, "જો કોઈ વ્યક્તિ એમ કહે કે, હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ઊભા રહીને પેશાબ કરતા હતા, તો તેની વાત ન

માનવામાં આવે. તેઓ ફક્ત બેસીને જ પેશાબ કરતા હતા.'' (સુનને તિરમિઝી : પેજ– ૯૦, હદીસ : ૧૨)

ભલે બેસીને પેશાબ કરવું મસ્નૂન છે, છતાં કેટલાક લોકો બેસીને પેશાબ કરવાની નાનમ (લઘુતાગ્રંથિ) અનુભવે છે, બલકે પશ્ચિમી લોકોનું અનુસરણ કેટલાક મુસલમાનોના મગજમાં એટલું પ્રબળ છે કે, બેસીને પેશાબ કરવાને અવગણે છે. કેટલાક આ વિચારને નાનો સમજે છે અને દીનની વાતના બદલે તેને એક ક્ષુલ્લક પદ્ધતિ સમજે છે. નીચેની હદીસથી તે લોકો એહસાસ કરે કે આ સુન્નતની વિરુદ્ધ અમલ છે અને ઊભા રહીને પેશાબ કરવો એ કાફિરોનો અમલ છે.

عن سلمان ؓ قال قال بعض المشركين وهو يستهزئ: انى لأرى صاحبكم يعلمكم حتى الخراءة - قلت: اجل! امرنا ان لا نستقبل القبلة - ولا نكتفي بدون ثلاثة احجار ليس فيها رجيع ولا عظم

**અર્થ** : હઝરત સલમાન (રદિ.)નું કથન છે કે, કેટલાક મુશરિકો કહેતા હતા : ''શું તમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તમને બધી વાતો શીખવે છે, બલકે એટલે સુધી કે પેશાબનો તરીકો પણ બતાવે છે ? મેં જવાબ આપ્યો કે, જરૂર. તેમણે અમને એમ શીખવ્યું છે કે, કિબ્લા

તરફ પેશાબ ન કરો અને ત્રણથી ઓછાં ઢેલાં સૂકવવા માટે ન લો અને ગોબર અથવા હાડકાનો ઈસ્તિન્જા માટે ઉપયોગ ન કરો. (સહીહ મુસ્લિમ : ૧/૧૩૦૨ : ૬૦૭)

## દરેક મસ્જિદ તથા મદ્રસામાં ટૉઇલેટ પેપર મૂકવાની જરૂરિયાત તથા આવશ્યકતા

દરેક મસ્જિદ, મદ્રસા તથા બીજી ઈસ્લામિક સંસ્થાઓ એ વાતનો ખ્યાલ રાખે કે, પેશાબખાનામાં ટૉઈલેટ પેપરની સગવડ તથા પાણીથી ઈસ્તિન્જા કરવાની સગવડ ઊભી કરવામાં આવે, બલકે ટૉઈલેટ પેપરની એટલી જ આવશ્યકતા છે જેટલી પાણીની સગવડ. જેમ કે ઉપર સમજ આપવામાં આવી છે કે મૂત્રમાર્ગને પેશાબનાં ટીપાંથી સાફ કરવાનો ખૂબ અસરકારક તરીકો ટૉઈલેટ પેપરનો ઉપયોગ છે, જેથી ટૉઈલેટ પેપરની સગવડ ન ઊભી કરવી એ પેશાબનાં ટીપાં પાછળથી નીકળવાનો ભય ઊભો કરે છે અને તેના કારણે કપડાં અને શરીર ખરાબ થાય છે, અને અંતે વ્યક્તિની નમાઝ બગડે છે. પેશાબનાં ટીપાંથી સંપૂર્ણપણે રાહત મેળવવી ફરજિયાત છે અને તે ટૉઈલેટ પેપરથી આસાનીથી થઈ જાય છે. એ વાતનું અહિંયા ખૂબ જ ધ્યાન રાખવામાં આવે કે પેશાબના

ટીપાં આવવાનાં બંધ થયાં તે કહેવું મુશ્કેલ છે, જે ટૉઇલેટ પેપરના ઉપયોગથી આસાનીથી કહી શકાય છે.

મસ્જિદોના ભવ્ય બાંધકામ તથા શણગારમાં ખૂબ જ ખર્ચ કરીને નમાઝીઓ માટે બધી જ સગવડ ઊભી કરવાના પ્રયાસ કરવામાં આવે છે, પરંતુ પેશાબખાનામાં ટૉઇલેટ પેપરની સગવડ માટે નજીવા ખર્ચની જોગવાઈ કરાતી નથી. જ્યારે હજારો પાઉન્ડ બીજી સગવડો ઊભી કરવા માટે ખર્ચ થતા હોય તો પેશાબખાનામાં ટૉઇલેટ પેપરની સગવડ કેમ ઊભી ન થઇ શકે ? જેના પર વુઝૂ અને અંતે નમાઝ કબૂલ થવાનો આધાર છે.

عن جابرؓ بن عبد اللہؓ قال: قال رسول اللہﷺ:
مفتاح الجنّة الصلاة و مفتاح الصلاة الطّهور

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : "જન્નતની કુંજી નમાઝ છે અને નમાઝની કુંજી પાકી છે."

(મુસ્નદે અહમદ પેજ : ૬૯, હદીસ : ૧૪૬૬૨)

ઉપરોક્ત હદીસથી ફલિત થાય છે કે, વુઝૂ એ નમાઝની ચાવી છે, જેથી વુઝૂ માટે જો આ સગવડ ઊભી કરવામાં આવે તો તે નમાઝ માટેની સગવડ ઊભી કરી શકાય.

આમ, લોકો મસ્જિદમાં પોતાની નમાઝ સહીહ અને કબૂલ થાય એ માટે આવે છે, નહિ કે સુખ–સગવડ માટે ! કમનસીબે અત્યારે યુ. કે.માં ખૂબ ઓછી ઈસ્લામિક સંસ્થાઓ છે, જે ટૉઈલેટ પેપરની સગવડો આપે છે.

ફતાવા રહીમિય્યહમાં લખેલું છે કે :

જો પેશાબનાં ટીપાં બહાર નીકળવાની ધાસ્તી હોય તો નમાઝ પઢવાની ઈજાઝત નથી, સિવાય કે ટૉઈલેટ પેપરનો ઉપયોગ કર્યો હોય. ટૉઈલેટ પેપરના ઉપયોગ પછી જ્યારે સંપૂર્ણ સંતોષ પ્રાપ્ત થઈ જાય. (હવે પછી કોઈ પેશાબનું ટીપું નીકળશે નહિ) પછી જ વુઝૂ કરવામાં આવે અને નમાઝ અદા કરવામાં આવે. (ફતાવા રહીમિય્યહ : ૪/૨૫૬)

ફતાવા રહીમિય્યહમાં લખેલું છે કે :

પહેલાં ટૉઈલેટ પેપરનો ઉપયોગ કરીને પછી પાણીથી પાકી હાસિલ કરવી જોઈએ, કેમ કે આજના જમાનામાં પેશાબનાં ટીપાં નીકળવાની બીમારી સામાન્ય છે.

(ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૯૧)

જો ફક્ત પાણીનો જ ઉપયોગ કરવામાં આવે અને પેશાબનાં ટીપાં બહાર નીકળશે તો નાપાકી વધારે થવાનો અને શરીર તથા કપડાં બગડવાનો ભય રહે છે.

(ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૩૮)

મસ્જિદોમાં ટૉઈલેટમાં અસરકારક વેન્ટીલેશનની પણ આવશ્યક્તા રહે છે તથા વાતાવરણ સુગંધિત કરવાનાં સાધનો પણ હોવાં જરૂરી છે, જેથી ખરાબ અને દૂષિત હવા મસ્જિદના બીજા ભાગમાં ન પ્રવેશે અને નમાઝીઓ તથા ફરિશ્તાઓને ઈજા ન પહોંચે. પેશાબખાના, જગ તથા પગલૂંછણિયાં સમયાંતરે ધોવાં જોઈએ. સાફ કરવાં જોઈએ. આવી જ વ્યવસ્થા ઘરમાં પણ રાખવી જ જોઈએ.

## જાજરૂના ટબમાંના પાણીની નાપાકી

જાજરૂના ટબમાંના પાણી ફલશ કર્યા પહેલાં અથવા પછી બન્ને સંજોગોમાં નાપાક છે અને તેથી જ એનું સંપૂર્ણ દયાના રાખવામાં આવે કે ટબમાંનું પાણી શરીર કે કપડાં પર પડશે તો પેશાબની નાપાકીના જ નિયમો લાગુ પડશે.

ઘરોમાં એવા પ્રકારના જાજરૂના ટબ બેસાડવાની જોગવાઈ કરવામાં આવે, જેમાં ખૂબ જ થોડું પાણી રહે અથવા બિલકુલ પાણી ન હોયં, જેનાથી ટબમાંનું પાણી શરીર અથવા કપડાં પર પડવાની નહિવત્ શકયતા રહે છે. એ વાતનો ખ્યાલ રાખવો જોઈએ કે ભલે થોડો ખર્ચ વધુ થાય, પરંતુ નાપાક પાણીથી કપડાં તથા શરીરને બચાવી શકાય. એક રીતે એ પણ છે કે, ટબમાં જાજરૂ યા પેશાબ કરતાં પહેલાં ટૉઈલેટ પેપર નાખી દેવામાં આવે, જેથી છાંટા ઊડવાની શક્યતા ઓછી થઈ જાય.

આજકાલ ટબ ઉપર બેસીને જાજરૂ તથા પેશાબ કરવાની સામાન્ય આદત થઈ ગઈ છે, તો હવે એ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે વ્યક્તિના શરીર અથવા કપડાં પર કોઈ પ્રકારની નાપાકી ન લાગે. એવી ડિઝાઈન પસંદ કરવામાં આવે, જે ડિઝાઈનવાળા ટબ સઊદી અરબની જૂની હોટલોમાં હોય છે.

## બાળકો અને વ્યક્તિગત સફાઇ

બાળકો મોટા ભાગે બેદરકાર હોવાની–થવાની શકયતા રહેલી છે, જેથી તેમને વ્યક્તિગત પાકી અને સફાઈ શીખવવામાં આવે. (અહસનુલ ફતાવા : ૨/૪૧) આથી દરેક મસ્જિદે પૂરતી સગવડ રાખવી જોઈએ, જેથી નમાઝીઓના કપડાં અને શરીર નાપાક થતાં બચે.

બાળકોને બેસીને પેશાબ કરવાનું પણ શીખવવું જોઈએ. જો કુમળી વયે તેમને આ વાત શીખવવામાં નહિ આવે તો તે એમના પક્ષે ખૂબ મોટો અન્યાય ગણાશે, કેમ કે આગળ જતાં આ આદત એટલી મજબૂત થઈ જાય છે કે, હદીસની વાતની તેમના ઉપર અસર થતી નથી.

એક પ્રસંગે અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

‘‘બાપના તરફથી એથી સુંદર કોઈ ભેટ નથી કે તે

પોતાનાં બાળકોને સારી રીતભાત–અખ્લાક શિખવાડે."

(સુનનુત્તિરમિઝી હદીસ–૧૯૫૨)

વાલીઓ પોતાનાં બાળકોને બેસીને પેશાબ કરવાની તથા જાજરૂમાંથી નીકળીને હાથ ધોવાની રીતભાત શિખવાડે. જો બાળકોએ શાળામાં ટૉઈલેટનો ઉપયોગ કર્યો હોય તો તેમને ઘરે આવીને પાકસાફ થવા માટે એટલા ભાગને ધોવાની તથા અંદરનાં કપડાં બદલી નાખવાની કાળજી રાખવામાં આવે.

## શરીઅતના મહત્ત્વના કાયદાઓ (મસાઇલ)

**મસ્અલહ-૧ :**

પેશાબનાં ટીપાં અથવા જાજરૂના ટબમાંના પાણીના છાંટા શરીર અથવા કપડાં પર પડે અને તેમનું ભેગું ક્ષેત્રફળ શરઈ ઈજાઝત જેટલા હિસ્સાથી વધી જાય, તો તેટલા ભાગને ધોઈ નાખવો પૂરતો છે.[૧] (ખૂબ વધારે પાણીથી ધોવામાં આવે) (અહસનુલ ફતાવા : ૨/૯૪), છતાં કપડાં બદલી નાખવા વધારે સારું છે. શરીરનો ભાગ જેના

૧ હથેળીના ઊંડા ભાગના વિસ્તાર એટલે ૫.૯૪ ચો. સે.મી. થી ઓછું. અહસનુલ ફતાવા : ૨/૧૦૭

પર પેશાબનાં ટીપાં પડયાં હોય તે ધોઈ નાખવો જોઈએ, છતાં કમરની નીચેનો ભાગ ધોઈ નાખવામાં આવે તો વધારે હિતાવહ છે.

**મસ્અલહ-૨ :** મળને સાફ કરવા માટે વ્યક્તિ પોતે સંતોષિત થઈ જાય તે જરૂરી છે, પરંતુ અમુક સંજોગોમાં જો પીળો રંગ શરીર અથવા કપડાં પરથી ધોવા છતાં સાફ ન થતો હોય તો માફ છે.

(અહસનુલ ફતાવા : ૨/૯૪, અશ્શામી ૧/૩૦૪)

**મસ્અલહ-૩ :** પેશાબનાં ટીપાંથી જો કપડાંમાં એટલો ડાઘ પડે જે શરઈ રીતે માફ છે, (મસ્અલહ—૧માં દર્શાવ્યા મુજબ) અને ધોવામાં ન આવે અને ફરીવાર જો પેશાબનાં ટીપાં પડે અને બન્ને મળીને શરઈ રીતે માફ છે તેટલા વિસ્તારથી નાપાકી વધી જાય, તો એવી હાલતમાં નમાઝ પઢવાથી નમાઝ કબૂલ થશે નહિ.

**મસ્અલહ-૪ :** જો "અલ ઈસ્તિબરાઅ્" માટે ટૉઈલેટ પેપરનો ઉપયોગ કર્યો હોય અને પેપર કાઢવાનું ભૂલી જવાય અને તેવી હાલતમાં નમાઝ પઢી; તો મોટા ભાગે નમાઝ અદા થઈ જશે, કેમ કે અલ ઈસ્તિબરાઅ્ માટે મૂકેલ પેપર ઉપર શરઈ રીતે માફ છે તેટલો ભાગ જ જમા થતો હોય છે, પરંતુ જો આવી પાકી ખાતરી ન હોય તો પેપર કાઢી લીધા પછી નમાઝ

ફરીથી પઢવી પડશે. (જુઓ મસ્અલહ : ૫ અને ૧૫)

**મસ્અલહ-૫ :** જો પાણી ઉપલબ્ધ ન હોય તો વ્યક્તિ ટૉઈલેટ પેપરનો ઉપયોગ કરી શકે છે, જેની ઈજાઝત છે; પરંતુ તેની ત્યારે જ ઈજાઝત છે, જ્યારે પાણીની સગવડ (ઈસ્તિન્જા) સફાઈ માટે ઉપલબ્ધ ન હોય અને આ પદ્ધતિ પાકીના નિયમોની વિરુદ્ધ છે. ત્યાર પછી પઢવામાં આવેલી નમાઝ કબૂલ થશે. અલબત્ત, પેશાબનાં ટીપાં શરઈ ઈજાઝત છે તેટલા વિસ્તારથી વધુ ફેલાયાં ન હોય.

પરંતુ જો પેશાબથી નાપાક થયેલ કપડાનો ભાગ શરઈ ઈજાઝત છે તેટલા વિસ્તારથી વધુ ફેલાયા હોય તો પણ નમાઝને તેવા વખતે પણ તેના સમયે અદા કરી લેવી જોઈએ (કઝા ન થવા દેવી જોઈએ); પરંતુ જ્યારે પાણી ઉપલબ્ધ થાય તો તેટલા ભાગને પાણીથી પાક કરીને ફરી નમાઝ દોહરાવવી શર્ત છે.

મળ માટે ૪. ૮૬ ગ્રામ અથવા તેથી ઓછું મળ હોય અને કપડાં પર હથેળીના ઊંડા ભાગથી વિશેષ વિસ્તારમાં ફેલાયેલું હોય તો પણ માફ છે.

(અહસનુલ ફતાવા : ૨/૮૯, અશ્શામી : ૧/૨૯૨, અલ ફિકહુલ હનફી વ અદિલ્લતુહૂ : ૧/૩૯)

પાણી ઉપલબ્ધ છે, પરંતુ પાણી લેવા માટે કોઈ વાસણ નથી, તો ભીનું કરેલ ટૉઈલેટ પેપર (ટિસ્યૂ પેપર)નો

ઉપયોગ કરી શકાય છે. સાફ કરી લેવું જોઈએ, મળની સફાઈ થઈ જવી જોઈએ. ભલે, પછી ફેલાઈ જાય.

એવી જગ્યા જ્યાં પાણીની સગવડ ન હોય ત્યાં જો ફારિગ થવામાં આવે તો પહેલી તકે જ્યાં પણ મળે ત્યાં પાણીથી પાકી હાસિલ કરી લેવી જોઈએ.

**નોંધપાત્ર મુદ્દો :**

જ્યારે પેશાબનાં ટીપાં ઝીલવા માટે ટિસ્યૂ પેપરનો ઉપયોગ અન્ડરગારમેન્ટમાં કર્યો હોય અને જો ફરીથી ટૉઈલેટમાં જઈ ટિસ્યૂ પેપર કાઢે અને ફરીથી પેશાબનો તકાદો થાય તો એવા માણસ માટે ટિસ્યૂ પેપર કાઢીને પાણીથી ધોવું જરૂરી નથી (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૨૩). વ્યક્તિએ પાણીના ઉપયોગની આદત કેળવવી જોઈએ અને ફક્ત ટૉઈલેટ પેપર પર વિશ્વાસ (આધાર) ન રાખવો જોઈએ.

એટલા માટે કે ઈસ્તિન્જા માટે પાણીનો ઉપયોગ કરવો સુન્નતે મુઅક્કદહ છે. (સુન્નતે મુઅક્કદહનો અર્થ એ થાય છે કે વ્યક્તિ એની હંમેશ માટે આદત ન બનાવે કે કોઈ ખાસ સંજોગો સિવાય તેને છોડી આપે, જે મોટો ગુનાહ છે.) ઉપરની વાતથી ફલિત થાય છે કે ફક્ત ટૉઈલેટ પેપર કાઢી નાખવું પૂરતું નથી, આળસના લઈને પાણીથી ઈસ્તિન્જો ન કરવો એ સુન્નતની વિરુદ્ધ છે.

**મસ્અલહ-૬ :**

નમાઝ પઢવા દરમિયાન જો એવું લાગે કે, પેશાબનું ટીપું બહાર નીકળ્યું છે તો નમાઝ તોડીને જોઈ લેવામાં આવે (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૨૧, ૨૨૨), પરંતુ જો ફક્ત વહેમ કે શક પડે તો નમાઝ ન તોડે, નમાઝ પૂરી કર્યા પછી તપાસી લે અને જો ભીનું હોય તો ફરીથી વુઝૂ કરે અને નમાઝને દોહરાવી લે. (ઈમદાદુલ અહકામ : ૧/૩૫૦)

**મસ્અલહ-૭ :**

વ્યક્તિને જો પેશાબની હાજત હોય અને સમય પૂરો થઈ જવાની બીક હોય, તો પહેલા નમાઝ અદા કરી લે. ફક્ત નમાઝના અંદરના ફર્ઝ અને વાજિબ અદા કરે તો પણ પૂરતું છે. નમાઝની અંદરની સુન્નત છોડી શકાય છે અને નમાઝ પણ છોડી શકાય છે.

(ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૨૧, ૨૨૨)

**મસ્અલહ-૮ :**

જો જમાઅતની નમાઝ શરૂ થવાની તૈયારી હોય અને એવું લાગે કે, ટૉઈલેટ જવાથી જમાઅતની નમાઝ છૂટી જશે અને હાજત ખૂબ તીવ્ર ન હોય તો જમાઅત સાથે નમાઝ અદા કરી લેવામાં આવે અને પછી ફારિગ થવા માટે ટૉઈલેટ જવું જોઈએ. (ઈમદાદુલ અહકામ : ૧/૩૫૦)

**મસ્અલહ-૯ :**

પેશાબમાંથી ઉદ્‌ભવતી ભાંપ (વરાળ) જો કપડાં અથવા શરીરના સ્પર્શમાં આવે તો નાપાક થશે નહિ.

(બેહિશ્તી ઝેવર : ૯/૧૦૯ મસ્અલા નં. ૧૧)

**મસ્અલહ-૧૦ :**

એહરામની હાલતમાં અલ ઈસ્તિબરાઅ્ માટે ટૉઈલેટ પેપરને સ્થિતિમાં રાખવા માટે રબર બેન્ડનો ઉપયોગ કરી શકાય છે.

**મસ્અલહ-૧૧ :**

વ્યક્તિએ પેશાબનાં ટીપાંની કાળજી રાખવાની છે, ભલેને પેશાબ કર્યા પછી તરત જ ગુસલ કરવાનું હોય.

**મસ્અલહ-૧૨ :**

ભીનાં અંડરવેરમાં હવા ખારિજ કરવાથી નાપાક થતું નથી અને હવા ખ઼ારિજ કર્યા પછી ગુપ્ત ભાગને ધોવાની જરૂર નથી.

**મસ્અલહ-૧૩ :**

વ્યક્તિએ ઈસ્તિન્જા માટે પીચકારી વાપરવાની જરૂર નથી, કેમ કે તેનાથી નાપાકી અથવા ગંદકી કપડાં અથવા શરીરના બીજા ભાગ પર ફેલાવાની શક્યતા છે. તેના

બદલે લોટો, ઝારી અથવા પાણીની પાઈપ વાપરવામાં આવે. (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૩૮)

**વિશેષ નોટ :**

એનો ખ્યાલ રાખવામાં આવે કે, હંમેશા પાણીનો નળ તથા લોટો પકડવા માટે જમણો હાથ વાપરવામાં આવે. જો ડાબા હાથ બાજુ નળ હોય તો ડાબા હાથનાં ટીપાં નળ તથા લોટામાં પડશે તો પાણી અને લોટાને નાપાક થવાનો સંભવ–અંદેશો છે (ફતાવા મહમૂદિય્યહ : ૫/૨૩૮). (એવી હાલતમાં જો નાપાકી દેખાય કે ન દેખાય, લોટાનું પાણી ફેંકી દઈને લોટો ધોઇ લેવામાં આવે.) એ વાતનો ખ્યાલ રાખવામાં આવે કે નળ જમણા હાથની દિશામાં મૂકવામાં આવે. જો પાણીનો પાઈપ હોય તો તે લોટા કરતાં ઉત્તમ ગણાશે. ખાસ કરીને જો ઘરમાં નાના બાળકો હોય, જેમનાથી નાપાક થવાની શકયતા વધુ હોય છે.

**મસ્અલહ-૧૪ :**

ગુસલના ટબની જગ્યાએ પેશાબ કરવામાં ન આવે. તેનાથી શયતાની વસવસા આવે છે. (સુનને અબૂ દાવૂદ : ૨૭)

**મસ્અલહ-૧૫ :**

જો કોઇ વ્યક્તિને વુઝૂ કર્યા પછી યાદ આવે કે તેણે

ઈસ્તિન્જો પાણીથી કર્યો નથી, તો વુઝૂ કર્યા પછી પણ પાણીથી ઈસ્તિન્જો કરી લે. વુઝૂ ફરીથી દોહરાવવાની જરૂર નથી. (અહસનુલ ફતાવા : ૨/૧૦૮)

**મસ્અલહ-૧૬ :**

જો કોઈ વ્યક્તિને પેશાબ કર્યા પહેલા અથવા પછી આગળના ભાગેથી ચીકણો પદાર્થ નીકળતાં જુએ તો વુઝૂ તૂટી જશે, પરંતુ ગુસલ ફર્ઝ થતું નથી અને જો આ ચીકણો પદાર્થ કપડાં સાથે લાગે તો કપડાં ધોવાં જરૂરી છે.

**મસ્અલહ-૧૭ :**

સંભોગ પછી અથવા એહતિલામ–સ્વપ્નદોષ થયા પછી ફર્ઝ ગુસલ તરત જ ન કરવું જોઈએ. પહેલાં પેશાબ કરી લો અને થોડું ચાલીને જુઓ કે મની (વીર્ય)નાં ટીપાં સંપૂર્ણપણે બહાર આવી જાય. જો આમ કર્યું નથી અને ગુસલ કર્યા પછી ચીકણું પ્રવાહી કે પેશાબનાં ટીપાં બહાર આવશે, તો ગુસલ ફરીથી કરવું પડશે. આ નિયમ સ્ત્રી અને પુરુષ બન્નેને લાગુ પડે છે.

(અશશામી : ૧/૨૯૬, જુઓ બેહિશ્તી ઝેવર , પ્રકરણ : "જે વસ્તુઓથી ગુસલ ફર્ઝ થાય છે"–૧/૭૬)

**મસ્અલહ-૧૮ :**

જો કોઈ વ્યક્તિ બબલ બાથ લે અને શરીર પર નાપાકી

લાગેલી હોય અને પાણીના ટબમાં બેસી જાય, તો ટબનું બધું જ પાણી નાપાક ગણાશે, જેથી કરીને બબલ બાથ પછી બીજા પાક અને સ્વચ્છ પાણીથી ગુસલ કરવું જરૂરી છે. એ જરૂરી છે કે વ્યક્તિએ એવી હાલતમાં નાપાકી શરીર પરથી વહેલી ધોઈ લેવી જોઈએ. પછી બાથટબ પણ ધૂએ, પછી બબલ બાથ લઈ શકે છે.

**નોંધ** : જો પૂરતા પ્રમાણમાં પાણી શરીર પર વહાવવામાં આવશે તો આપોઆપ બાથટબ સાફ થઈ જશે. (અહસનુલ ફતાવા : ૨/૪૦)

**મસ્અલહ-૧૯ :**

જો કોઈ વ્યક્તિ ડોલમાં પાણી ભરીને ગુસલ કરે ત્યારે શરીર પર લાગેલ નાપાકી અને ડોલનું પાણી કોઈ પણ રીતે સંપર્કમાં આવે અથવા શરીર પરના પાણીના છાંટા ડોલના પાણીમાં મિશ્ર—ભેગા થાય તો ડોલ અને તેમાંનું પાણી બન્ને નાપાક થઈ જશે.

(અહસનુલ ફતાવા : ૨/૯૨—૯૭)

આ પ્રમાણે ન થાય તે માટે ડોલને બેસવાની જગ્યા કરતાં થોડે દૂર અને ઊંચે રાખવામાં આવે.

એવા વખતે ડોલનું પાણી ખાલી કરી નાખવું અને ડોલને ત્રણ વાર ધોવી આવશ્યક છે અથવા ત્રણ વાર

ધોવાય એટલા પાણીથી એક વાર ધોશે તો પણ ચાલશે.

આ જ નિયમ પાણીના ચંબુ અથવા ઝારીને પણ લાગુ પડશે, જેથી શરીર પર નાપાકી લાગેલી હોય તેવા સમયે ખૂબ સાવચેતી રાખવી જોઈએ.

**નોંધ** : જો ગુસલ વાજિબ (ફર્ઝ) હોય તો પાણીની ડોલમાં હાથ ન નાખો. ભલે હાથ ચોખ્ખા હોય. જો કોઈ હાથ નાખશે તો પાણી વપરાયેલું ગણાશે. વાજિબ (ફર્ઝ) ગુસલ એવા હાથ નાખેલ પાણીથી કરવામાં આવશે તો ગુસલ થશે નહિ, જેથી હાથને સૌ પ્રથમ ધોઈ લેવા જોઈએ, પછી જ ડોલના પાણીનો ઉપયોગ કરવો જોઈએ.

(અહસનુલ ફતાવા : ૨/૪૦)

જો પાણીના છાંટા શરીરના તે ભાગ પરથી ઊડે કે જ્યાં નાપાકી લાગેલ નથી અને ડોલના પાણીમાં પડે, તો એવા સંજોગોમાં ડોલનું પાણી નાપાક કહેવાશે નહિ અને એ પાણીથી ગુસલ કરવું જાઈઝ છે. (અહસનુલ ફતાવા : ૨/૪૧)

**મસ્અલહ-૨૦ :**

જે બાળક દૂધ પીતું હોય તે નાના બાળકનો પેશાબ—ચાહે છોકરો હોય કે છોકરી—નાપાક છે અને એનો પેશાબ જો કપડાં કે શરીર પર પડે તો નાપાક છે. તેને સાફ કરીને પાક કરવું જરૂરી છે.

**મસ્અલહ-૨૧ :**

શરીઅતના મસાઈલથી વાકેફ ન હોવું એ કોઈ બહાનું નથી (અહસનુલ ફતાવા : ૨/૯૨), બલકે જે પણ નમાઝ શરઈ મસાઈલનો ખ્યાલ રાખ્યા વગર અથવા અલ ઈસ્તિબરાઅ્ની પ્રક્રિયા વગર, જે પણ પેશાબનાં ટીપાં વડે શરીર કે કપડાં નાપાક થયાં હશે અને તેવી હાલતમાં નમાઝ અદા કરી હશે તો હવે તે નમાઝો ફરીથી પઢવી પડશે. જો એવી પાકી ખાતરી ન થતી હોય કે પેશાબનાં ટીપાં ખરેખર શરીર કે કપડાં પર પડયા હશે અથવા પેશાબ કર્યા પછી નીકળ્યા હશે, તો પણ દિલની તસલ્લી માટે તો નમાઝો ફરીથી પઢી લેવી જોઈએ. આ ફક્ત મરદોને જ લાગુ પડે છે, કેમ કે ઓરતો માટે અલ ઈસ્તિબરાઅ્ની જરૂરત નથી.

## બાથરૂમના આદાબ

**અદબ-૧ :** કિબ્લા તરફ પીઠ અથવા ચહેરો કરી બેસીને પેશાબ યા જાજરૂ કરવું હનફી મસ્લકમાં મકરૂહે તહરીમી (હરામની નજદીક) છે. નાનાં બાળકો માટે પણ આ જ હુકમ છે. (ફતાવા રહીમિય્યહ : ૩/૧૧-૧૨)

**અદબ-૨ :** જો જાજરૂના ટબની સીટ-બેઠક ભીની હોય તો ટૉઈલેટ પેપર કે કપડાથી સાફ કરી લેવી જોઈએ,

એટલા માટે કે શક્ય છે કે ટબની ઉપરનું પાણી નાપાક હોય. તેને પાણીથી ધોવાની જરૂર નથી, કેમ કે નાપાકી બદન પર લાગવાની શકયતા નથી, જયાં સુધી ભીનાશ ન હોય. એ વાતનો પણ ખ્યાલ રાખવામાં આવે કે, ઈસ્લામમાં બીજા માણસના ઉપયોગ માટે જાજરૂ સ્વચ્છ છોડવું સારા આદાબમાંથી છે.

**અદબ-૩** : વીંટી અથવા પેડલ કે જેના ઉપર અલ્લાહ અને રસૂલ (સલ.)ના નામ હોય તો તે કાઢીને બાથરૂમ/ટૉઈલેટમાં જવું. જો તે ઢાંકેલ હોય અથવા ખિસ્સામાં હોય તો જાજરૂમાં જઈ શકાય છે.

**અદબ-૪** : બાથરૂમ તથા વુઝૂ માટે પ્લાસ્ટીક અથવા રબરના હવાઈ ચંપલ અલગ રાખવા જોઈએ. ઘણીવાર આ ચંપલ અથવા સ્લીપર ભીના હોય છે. શકય છે કે, ચોખ્ખા પાણીથી હોય અથવા નાપાક પાણીના છાંટા કે પેશાબનાં છાંટા પડેલા હોય. મોજા સાથે એવા ચંપલ પહેરીને જાજરૂમાં ન જવું જોઈએ. મોજા કાઢી નાખવા જોઈએ અને ચંપલને પણ ધોઈ નાખવામાં આવે. ખાસ કરીને જમીન પર બેસીને અથવા એશિયન ટબ (Low pan) વાપર્યું હોય.

મોજા (Socks) જે નાપાકી સાથે લાગેલા હોય તેવા મોજા કાર્પેટને નાપાક કે ગંદા કરે છે અને તેવા મોજા સાથે

પઢાયેલી નમાઝ પણ કબૂલ થતી નથી.

જે લોકો ચામડાના મોજા પહેરે છે, તેમણે પણ આ પ્રકારના ચંપલ પહેરતાં પહેલાં મોજા કાઢી નાખવા જોઈએ, જેથી ચામડાના મોજાને પણ નાપાક છાંટાઓથી બચાવી શકાય. જો ચામડાના મોજા નાપાકીના છાંટાથી બચાવવા હોય તો વ્યક્તિ પોતાના જ બૂટ પહેરીને જાજરૂમાં જાય તો બચાવી શકાય છે. જો પગ જાજરૂ–બાથરૂમનો ઉપયોગ કરતી વખતે ભીના થયા હોય તો મોજા અથવા કાર્પેટ (મસ્જિદના) પર ભીના પગ લઈને જવાની આવશ્યક્તા ઊભી થાય, તો પહેલા પગ પાક–સાફ પાણીથી ધોઈ લેવા જોઈએ.

**અદબ–૫ :**

જાજરૂમાં જતી વખતે પગરખાં પહેરવાં અને માથું ઢાંકીને જવું સુન્નત છે. (બયહકી કૃત સુનને કુબરા : ૧/૯૬)

**અદબ–૬ :** જાજરૂમાં જતી વખતે પ્રથમ ડાબો પગ જાજરૂમાં મૂકવો અને ત્યાર બાદ નીચેની દુઆ પઢવી :

اَللّٰهُمَّ اِنِّيْ اَعُوْذُبِكَ مِنَ الْخُبُثِ وَالْخَبَائِثِ

(બઝલુલ મજહૂદ : ૧/૧૭૪, હદીસ : ૪)

જાજરૂમાંથી બહાર નીકળતી વખતે પ્રથમ જમણો પગ

બહાર કાઢે અને ત્યાર બાદ નીચેની દુઆ પઢે :

غُفْرَانَكَ ـ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِيْ اَذْهَبَ عَنِّى الْاَذٰى وَ عَافَانِيْ

(બઝલુલ મજહૂદ : ૧/૨૬૪, હદીસ : ૩૦)

**અદબ-૭** : જાજરૂમાં હોવા દરમિયાન મિસ્વાક ન કરે (અલ ફિકહુલ ઈસ્લામિય્યહ વ અદિલ્લતુહૂ : ૧/૩૫૮). વાતચીત કરવી, ખાવું, વાંચન કરવું, ફોન કરવો વગેરે મનાઈ છે; પરંતુ એવું બાથરૂમ જ્યાં સાથે જાજરૂ પણ હોય તો વુઝૂ કરતી વખતે મિસ્વાકનો ઉપયોગ કરવામાં કશો વાંધો નથી, જાઈઝ છે. કોઈ દુઆ કે ઝિક્રુલ્લાહ તે બાથરૂમમાં ન કરવું જોઈએ, જ્યાં સાથે જાજરૂ પણ હોય. જો છીંક આવી જાય તો દિલમાં અલ્હમ્દુ લિલ્લાહ કહે, ઝબાનથી બોલવું નહિ; પરંતુ જો બાથરૂમ પાક-સાફ હોય અને જાજરૂ ન હોય તો ઝિક્ર-દુઆ પઢી શકાય છે. (અહસનુલ ફતાવા : ૨/૩૭)

**અદબ-૮** : જમણા હાથથી ઈસ્તિન્જો કરવો જાઈઝ નથી. હા, જો ડાબો હાથ કોઈક કારણસર અપંગ થઈ જાય તો ઈજાઝત છે. જો કોઈક વ્યક્તિ પોતે પોતાના હાથથી ઈસ્તિન્જો ન કરી શકે તો પોતાની ઓરત ઈસ્તિન્જો કરાવી શકે છે. જો ઓરત હાજર ન હોય (અથવા તેની ઈચ્છા ન હોય) તો તેવા સંજોગોમાં ઈસ્તિન્જો ન કરવાની પણ

ઈજાઝત છે (આવી હાલતમાં નમાઝ પણ જાઈઝ છે).

(અહસનુલ ફતાવા : ૨/૧૦૯)

આ જ મસાઈલ ઓરતો માટે પણ છે.

**અદબ-૯ :** જો શક્ય હોય તો વ્યક્તિએ પોતાના ઈસ્તિન્જાના ભાગોને ટૉઈલેટ પેપર યા અલગ ટુવાલથી સૂકવી નાખવા.

**અદબ-૧૦ :** દરેક વ્યક્તિએ પોતાની સાથે સફરમાં (મોટરમાં) ચોખ્ખા પાણીની બોટલો, ટૉઈલેટ પેપર, મુસલ્લો અને હોકાયંત્ર (કિબ્લાની દિશા જાણવા માટે) સાથે રાખવાં જોઈએ.

## અપંગ-મા'ઝૂર માટેના મસાઇલ (કાયદાઓ)

સંપૂર્ણ શારીરિક અપંગ કે મા'ઝૂર શરીઅતમાં તેને કહેવામાં આવે છે, જેનું શારીરિક અથવા તબીબી કારણોસર વુઝૂ ટકતું-રહેતું ન હોય, સતત પેશાબનાં ટીપાં પડયાં કરતાં હોય, તો દરેક નમાઝ વખતે તે વ્યક્તિ તાજું વુઝૂ બનાવી લે અને આ વુઝૂ ફક્ત આ જ નમાઝના વખત પૂરતું સહીહ ગણાશે. બીજી નમાઝના વખત માટે બીજી વખત તાજું વુઝૂ કરવું પડશે.

મા'ઝૂર–અપંગના ખાસ મસાઈલની સમજ માટે દર્શાવ્યું છે કે, નમાઝનો સમય તેના માટે એક નમાઝથી બીજી નમાઝના સમય દરમિયાનનો વખત ગણવો. દા. ત. ઝોહરની નમાઝનો સમય : ઝોહરની નમાઝના શરૂ વખત અને અસરની નમાઝના શરૂ વખત, એ દરમિયાનનો સંપૂર્ણ સમય મા'ઝૂર માટે નમાઝનો સમય ગણવામાં આવશે.

કઈ વ્યક્તિને મા'ઝૂર ગણવામાં આવશે, તેનો વિશેષ ખુલાસો ''અહસનુલ ફતાવા''માં કરવામાં આવ્યો છે.

શરીઅતમાં તેને મા'ઝૂર (અથવા માફીને પાત્ર) ગણવામાં આવશે, જે કોઈ એક નમાઝના સંપૂર્ણ સમય દરમિયાન (નમાઝ કઝા ન થાય તેની ગણતરી રાખીને) પાકીની હાલતમાં નમાઝ પઢી શકે એટલી વાર પણ વુઝૂ રહેતું ન હોય, તો તેવી વ્યક્તિને મા'ઝૂર ગણવામાં આવશે.

(અહસનુલ ફતાવા : ૨/૭૪ થી ૭૮)

ઉપર દર્શાવેલ શરતોને આધીન, શરીઅતમાં તેને મા'ઝૂર ગણવામાં આવશે અને તે વ્યક્તિને ત્યાં સુધી મા'ઝૂર ગણવામાં આવશે જો પેશાબનું ટીપું એક ફર્ઝ નમાઝના સંપૂર્ણ સમય દરમિયાન એક વખત પણ પડયું હોય. જો એવા સંજોગો આવે કે અમુક સમય દરમિયાન પેશાબનું એક પણ ટીપું ન પડે તો પછી તે સમય

દરમિયાનમાં વ્યક્તિ મા'ઝૂર (એટલે કે શરીઅતમાં ઈબાદતો–નમાઝ માટે માફીને પાત્ર) ગણાશે નહિ.

મા'ઝૂર વ્યક્તિએ નમાઝના માટે કરેલું વુઝૂ તે નમાઝના પૂરા વખત માટે પૂરતું માન્ય ગણાશે. ભલેને પેશાબનાં ટીપાં સતત પડતાં રહે; બલકે એ જ વુઝૂથી ફર્ઝ, વાજિબ, સુન્નત, નફલ બધી જ નમાઝો માન્ય અને કબૂલ ગણાશે. ફક્ત બીજી નમાઝના વખત માટે ફરીથી તાજું વુઝૂ કરવું આવશ્યક છે.

શરીર તથા કપડાં જેના ઉપર નાપાકી લાગેલી હોય અને તેની સાઈઝ હથેળીના ઊંડા ભાગથી અને ૫૦ પેન્સ (એક રૂપિયાના સિક્કાથી) વિશેષ હોય, તો શરીર કે કપડું નાપાક ગણાશે. તેથી ઓછી સાઈઝ હશે તો માફ છે. નમાઝ પઢી શકાય છે.

જો મા'ઝૂર વ્યક્તિ નાપાક કપડાંમાં હોય અને નમાઝની હાલતમાં હોય અને એવો શક પડે કે નમાઝ પૂરી થતાં સુધીમાં કપડાં વધુ નાપાક થઈ શકે છે, તો તેવી વ્યક્તિ નમાઝ પૂરી કરી લે અને કપડાં ધોવાં (પાક કરવા) અથવા બીજા કપડાં બદલવાં જરૂરી નથી. તેમ છતાં જો એ વ્યક્તિને (નમાઝ શરૂ કરતાં પહેલાં) પાકી ખાતરી હોય કે હવે પછી નાપાકી કપડાં કે શરીર પર નહિ લાગે તો, તેવા સંજોગોમાં કપડાં બદલી નાખવા જરૂરી છે. પછી જ

નમાઝ શરૂ કરે (અહસનુલ ફતાવા : ૨/૭૫). જો કે એ સમજી શકાય છે કે, વારંવાર કપડાં બદલવાં એ ખૂબ અગવડ-વાળી ક્રિયા છે, તો વ્યક્તિ આ પ્રશ્નના નિરાકરણ માટે પેડનો ઉપયોગ કરી લે અને પછી પેડને નમાઝ વખતે કાઢી નાખે.

## વધુ ખુલાસો

જેવો કે ફર્ઝ નમાઝનો સમય પૂર્ણ થઇ જશે કે તરત જ વુઝૂ તૂટી ગયેલું ગણાશે. આ સિવાય જે મુદ્દા પર વ્યક્તિને મા'ઝૂર જાહેર કરેલ છે, તે સિવાયની વુઝૂ તોડવાવાળી કોઇ ક્રિયા થશે તો પણ વુઝૂ તૂટેલું ગણાશે. દા. ત. રક્તસ્ત્રાવ થવું.

## ચેતવણીના બે બોલ

જો કોઇ સ્ત્રી પોતાનું વુઝૂ બચાવવા માંગતી હોય તો Tampun (પરદા જેવા સાધન)નો ઉપયોગ કરી શકાય છે. જ્યારે પેશાબની ભીનાશ (ટેમ્પુન સાધન)ની બહારની સપાટી પર પણ જણાશે અથવા ટેમ્પુન જ્યાં સુધી બહાર કાઢી લેવામાં નહિ આવે ત્યાં સુધી વુઝૂ તૂટશે નહિ.

(શામી : ૧/૨૯૨, બેહિશ્તી ઝેવર : ૨/૬૧)

ટેમ્પુનના ઉપયોગથી રોઝો તૂટશે નહિ; પરંતુ જો

એક જ ટેમ્પુન એક વાર બહાર કાઢીને ફરીથી નાખવામાં આવશે તો રોઝો તૂટેલો ગણાશે. (બેહિશ્તી ઝેવર : ૩/૭૦)

કુંવારી સ્ત્રીને ટેમ્પુનના ઉપયોગ કરવાની ઈજાઝત નથી. (અશ્શામી : ૧/૪૮૩)

## ખાસ ખાસ મુદ્દાઓ

(૧) પેશાબના ટીપાંથી બેદરકારી એ ગુનાહે કબીરહ છે. સહીહ હદીસથી સાબિત છે કે, તેનાથી કબરનો અઝાબ થાય છે. દરેક મર્દ–ઓરત ભલે તે નમાઝના પાબંદ હોય કે ન હોય, પેશાબનાં ટીપાંથી બચવું આવશ્યક છે તથા જાજરૂના ટબમાં રહેલા પાણીના નાપાક છાંટાથી પણ બચવું જોઈએ.

(૨) પેશાબનો મુખ્ય પ્રવાહ બંધ થાય અને વ્યક્તિ ફારિગ થઈ જાય, પછી પણ એક ખાસ–નિયત સમય સુધી પેશાબનાં ટીપાંનું સ્ખલન થવાની શક્યતા રહે છે, તો તેનાથી સાવચેતી રાખવી આવશ્યક છે અને આ પ્રક્રિયામાં કપડાં નાપાક થવાથી બચાવવા જરૂરી છે. સ્ત્રીઓ માટે અલ ઈસ્તિબરાઅ્‌ની પ્રક્રિયા આવશ્યક નથી.

(૩) રહી ગયેલા પેશાબનાં ટીપાંને ચાલીને, ખાંસી ખાઈને, ડાબા પડખે સૂઈને, પગને ઢંઢોળીને અથવા ઊભડક બેસીને નીકળી જવા દેવા જરૂરી છે અને વધુ સરળ

તથા અસરકારક પદ્ધતિ એ છે કે ટૉઈલેટ પેપર વધુ સંખ્યામાં મૂકી રાખવાથી પેશાબનાં ટીપાં ચુસાય જશે અને કપડાં તથા શરીરને નાપાક થતાં બચાવી શકાશે.

(૪) જો પેશાબ અથવા નાપાક પાણી જે જાજરૂના ટબમાં હોય તેનાં છાંટા શરીર કે કપડાં પર ઊડયા હોય અને તેને ભેગા કરવાથી એક રૂપિયાના સિક્કાથી વધુ વિસ્તાર થતો હોય તો નમાઝ પઢવાની ઈજાઝત નથી, જ્યાં સુધી કપડાં અથવા શરીરને ધોઈને પાક કરવામાં ન આવે. આવી હાલતમાં પઢાયેલી નમાઝ કબૂલ થશે નહિ. જ્યાં સુધી પેશાબનાં ટીપાં નીકળવાની પ્રક્રિયાથી સંપૂર્ણ સંતોષ ન થઈ જાય ત્યાં સુધી વુઝૂ કરવામાં ન આવે.

(૫) અલ્લાહના નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુબારક આદત બેસીને પેશાબ કરવાની હતી અને બીજાઓને પણ તેની તા'લીમ અને પ્રોત્સાહન આપવામાં આવ્યાં છે.

(૬) ઊભા ઊભા પેશાબ કરવો ઈસ્લામી તા'લીમ–તહઝીબની વિરુદ્ધ છે અને તેમ કરનારને બેદરકાર ગણવામાં આવશે, કેમ કે તેમ કરવાથી પેશાબના છાંટાથી બચવું ખૂબ મુશ્કેલ છે.

(૭) એક વસ્તુનો ખૂબ ખ્યાલ–સંભાળ રાખવામાં આવે કે, પેશાબ કરતી વખતે પોતાના ગુપ્તાંગને બીજી કોઈ વ્યક્તિ ન જુએ.

## અને છેલ્લે...........

આ કિતાબનો મુખ્ય હેતુ એ છે કે, અલ્લાહ તઆલાની ઈબાદત બેહતરીન હાલતમાં કરવામાં આવે. અલ્લાહની બારગાહમાં જેટલી (શક્ય હોય તેટલી) બેહતર હાલતમાં ઈબાદત પેશ કરવાથી અલ્લાહની ખુશનૂદી પ્રાપ્ત કરવાનો ઝરીઓ બની શકે.

શરૂઆતમાં કોઈ વ્યક્તિને કિતાબમાં દર્શાવેલ અમુક વાતો પર અમલ કરવામાં કદાચ મુશ્કેલી થઈ શકે; પરંતુ જો વ્યક્તિ પોતાના ઈરાદામાં મક્કમ અને ધૈર્ય રાખશે તો જરૂર સરળ થઈ જશે.

قال الشيخ ابن عطاء الله الاسكندري ؒ
من لم تكن له بداية محرقة ـ
لم تكن له نهاية مشرقة

**અર્થ** : શૈખ ઈબ્ને અતાઉલ્લાહ અલ ઈસ્કન્દરી (રહ.)નું કથન છે : તે વ્યક્તિ જેણે શરૂઆતમાં મુશ્કેલીનો સામનો ન કર્યો હોય, તે ઊજળું ફળ મેળવી શકતો નથી."

(સફ્હાતુમ્ મિન સબ્રિલ ઉલમાઅ્)

فِيهِ رِجَالٌ يُّحِبُّوْنَ أَنْ يَّتَطَهَّرُوْا
وَاللّٰهُ يُحِبُّ الْمُطَّهِّرِيْنَ

**અર્થ** : "(કુબામાં) માણસો પોતાને પાક–સાફ રાખવા ખાસ ચાહતા હતા અને અલ્લાહ તઆલા તેમને ચાહે છે, જે પોતે પાક–સાફ રહે છે."

(સૂ. તવબા, આયત : ૧૦૮)

અબૂ ઐયૂબ (રદિ.)નું બયાન છે કે, જયારે આ આયત નાઝિલ થઈ ત્યારે હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"હે અન્સાર ! અલ્લાહે તમારી પાકીના વખાણ કર્યા છે. મને એ બતાવો કે પાકી હાસિલ કરવા માટે તમે કઈ રીત અપનાવો છો ?"

જવાબમાં તેમણે અરજ કરી :

"અમે નમાઝ પહેલાં વુઝૂ કરીએ છીએ, નાપાકીની હાલતમાં ગુસલ કરીએ છીએ અને હાજતથી ફારિગ થઈને ઈસ્તિન્જો કરીએ છીએ."

હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું :

(આ જ કારણે તમારા વખાણ થયા છે) આ અમલ (જાજરૂનો ઉપયોગ કરી પાણીથી સાફ કરવાની રીત)ને વળગી રહેજો. (મિશ્કાતુલ્ મસાબીહ : ૪૪)

**समाप्त**

